# નવિન માહીતિ.

## નીચલાં પુસ્તકો સસ્તી કિંમતે વેચવાને આ ખાતામાં ઉમેરાયાં છે.

**શ્રી વસિષ્ઠ સાર ગીતા.**—આ પુસ્તક 'વસિષ્ઠ સાર' એ નામના સંસ્કૃત ગ્રંથ ઉપરથી નરહરિ નામના પ્રાચીન જ્ઞાની કવિએ સંવત્ ૧૬૭૪ એટલે લગભગ ત્રણસેં વર્ષપર ગુજરાતી ભાષામાં દુહા ચોપાઈના ઢાળમાં રચેલું છે, અને તે ઉપર રા. રા. છગનલાલ કેવળરામ મહેતાએ ગુજરાતીમાં લખેલી સંક્ષિપ્ત ટીકા સહિત તે બાળબોધી લીપીમાં છપાયલું છે. મહારાજા શ્રીમંત સયાજીરાવને તે અર્પણ કરેલું છે. એમાં દશ પ્રકરણો છે. તે આ પ્રમાણે–(૧) તીવ્રવૈરાગ્ય, (૨) જગન્મિથ્યા, (૩) જીવંનમુક્ત, (૪) મનોલય, (૫) વાસનોપશમ, (૬) આત્મમનન, (૭) શુદ્ધ નિરૂપણ, (૮) આત્માર્ચન, (૯) જીવાત્મા, (૧૦) બ્રહ્મ નિરૂપણ.

આ પુસ્તકમાંની કવિતા તથા ટીકા સરળ અને સાદી ગુજરાતી ભાષામાં હોવાથી તે સર્વને સમજાય તેવી છે. જીજ્ઞાસુઓને વાંચવા વિચારવાને માટે આ પુસ્તક એક ઉપયોગી સાધનરૂપ છે.

આ પુસ્તક ડેમી આઠપેજી ૩૫ ફરમાનું એટલે મોટાં ૨૮૦ નું છે. કાગળ જાડા અને ઉંચા છે. પૂઠું પાકું છે. મૂળ કિંમત રૂ. ૧ છે. હાલ ০॥= છે. બહારગામ પોષ્ટેજ સાથે રૂ. ০–૧૨–૬ છે. વી. પી. ખર્ચ જૂદું.

**આર્ય ધર્મ નીતિ તથા ચાણક્યનીતિ સાર.**—આ પુસ્તકની પ્રથમ આવૃત્તિ વિવિધ ગ્રંથમાળાનાં ગ્રાહકોની સંખ્યાના અનુમાન પુરતી છપાવેલી હોવાથી ઘણાઓ તે બુક ઇનામ ધર્માદા તથા ભેટ વહેંચવીને મંગાવતા તેમને તે આપી શકાતી નહિ. જેથી હાલ

તેની બીજી આવૃત્તિ છપાવવા ગોઠવણ કરી છે. માટે હવેથી જેમને જોઇશે તેમને એ પુસ્તક ટપાલ ખર્ચ સાથે પાંચ આનાની કિંમતે આગલી સિલકમાંથી પણ મળી શકશે.

**જ્ઞાનોપદેશ**—આ પુસ્તકમાં આ પ્રમાણે વિષયો તથા પેટા વિષયો છે, (૧) માયા તે શું ? (૨) નારદ અને માયા, (૩) દ્રવ્ય, રૂપ, વાન, વિલ્કન, અને માયા, (૪) કયવન્નાની કથા, રૂપીદત્તા આખ્યાયિકા, (૫) દુઃખીને દિલાસો, (૬) કનક લેવા જતાં કથીર હાથ લાગ્યું, (૭) વરકન્યાને રૂપીનો ઉપદેશ, (૮) સુખી અંત, (૯) દુઃખ, (૧૦) દુઃખ ક્યાંથી આવે છે ? (૧૧) અપ્રિય સંજોગમાંથી બહાર કેમ નીકળાય ?

આ પુસ્તકમાં લગભગ ૧૫૦ પૃષ્ટ છે. કાગળ ગ્લેજ છે પૂઠું કાચું છતાં મજબૂત અને શોભીતું છે. તેની માત્ર બસોજ નકલો છે. જે દરેકની કીંમત એકેક રૂપીયો છતાં તેના માલીકે આ ખાતાને અનુસરતી સસ્તા કીંમતે વેચવાને તે મોકલી આપેલી હોવાથી તેની કીમત મુંબઇમાં **માત્ર ત્રણ આના** અને બહારગામ ( પોષ્ટેજ સાથે ) **ચારઆના** રાખવામાં આવી છે. જે શિલક હશે ત્યાં સુધી મળશે. પત્ર લખવા છતાં ન મળે ત્યારે સમજવું કે ચુકો ખલાસ થયેલી છે. છતાં જુવાબ જોઇયેજ તો રિપ્લાઇ મોકલવું. આવાં ઉપયોગી છતાં જૂજ સંખ્યાનાં પુસ્તકો લાંબા દહાડા પહોંચતાં નથી તેમ ફરી ફરીને છપાતાં નથી ન છપાય તો આવાં સસ્તાં અપાતાં નથી માટે તે જોઇયે તેમણે તુરતમાંજ મંગાવી લેવાં ઠીક છે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય**–પોષ્ટ કાલબાદેવી;–**મુંબઇ.**



# નિવેદન.

આ પુસ્તકમાં શાન્તિનું સ્થળ, મનુષ્યનું ભવિષ્ય પોતાના હાથમાં, ગૃહસ્થાશ્રમ, ગુપ્ત મદદગારો આ વિષયો છે. જે પશ્ચાત વિદુષી એની બિસેન્ટનાં અંગ્રેજીમાં બહાર પડેલાં ભાષણો તથા લખાણોપરથી રા. રા. મણિલાલ નથુભાઇ દોશી બી. એ. એમણે સ્વહસ્તે ગુજરાતીમાં તૈયાર કરી જુદા જુદા બહાર પાડેલા હતા. જે તેમની અનુમતિથી વિવિધ ગ્રંથમાળાના આ સાતમા મણકારૂપે ભેગા છપાવી વાંચકવર્ગ સમક્ષ રજુ કરવામાં આવે છે.

આ પુસ્તક છપાવી બહાર પાડવાની રજા પૂર્ણ નિષ્કામતાપૂર્વક આપવા બદલ તથા પ્રુફો જોવા કરવાનું કાર્ય પણ સ્વહસ્તેજ કરી આપવા બદલ ઉક્ત વિદ્વાનનો અત્રે ખાસ આભાર પ્રદર્શિત કરવામાં આવે છે. ન્હાના છતાં આવા ઉપયોગી લેખો મળી આવશે અથવા સજ્જનો તરફથી સુચવાતા જશે તો તેનો સંગ્રહ કરીને દર વર્ષે એકાદ મણકારૂપે તે પણ આપતા રહેવા વિચાર રાખેલો છે.

**સુધારો**—ચોથા મણકામાં શરૂઆતના પાંચમા પૃષ્ઠે **ગ્રાહકોને પ્રશ્ન** એવા મથાળા નીચે આપેલી હકીકતમાંના છેલ્લા પેરેગ્રાફમાં '**આ પુસ્તક મેળવવું હોય**' એવું લખ્યું છે તેને બદલે '**આ પુસ્તક મેળવ્યું હોય**' એમ સુધારી વાંચવું.

**જલદી**—ચોથા મણકામાં શરૂઆતને પાંચમે પૃષ્ઠે **ગ્રાહકોને પ્રશ્ન** એ મથાળા નીચે જે પુસ્તક વિષે પૂછવામાં આવ્યું છે તે પુસ્તક બીજી રીતે ખરીદી લીધેલું હોવાથી ઉપયોગનું ન હોય તેમણે આ મણકો પહોંચતાની સાથે તે વિષે સત્વર જણાવવું. જેથી ઘણાઓ પાસે તે પુસ્તક છે એમ જણાય તો તે ન બહારપાડતાં બીજું કોઇ પુસ્તક નક્કી કરવામાં આવે. આવા પત્રોની રાહ આ મણકો રવાના થયા પછી પંદર દીવસ સુધી જોઈ નિર્ણય કરાશે. જેઠ અને અષાડ માસના આઠમા અને નવમો મણકાઓ અષાડ સુદી પડવે સાથેજ રવાના કરવામાં આવશે.

**આ મણકો ન્હાનો કેમ ? ઉત્તર** કે-કોઇ મણકો ન્હાનો તો કોઈ મ્હોટો એમ થઇ વર્ષ આખરે નિયમીત પૃષ્ઠો પુરાં થશેજ.

**મંત્રી' સસ્તુ' સાહિત્ય વર્ધક કાર્યાલય-મુંબઇ.**

# પ્રસ્તાવના.

આ લઘુ લેખ સંગ્રહમાં ચાર જાદા જૂદા પણ ઉપયોગી વિષયોનો સમાવેશ કરવામાં આવ્યો છે. જો કે આ ચાર વિષયોને બાહ્ય દૃષ્ટિએ કાંઇ પણ સંબંધ ન હોય એમ લાગે, પણ જરા વિચાર કરનારને જણાયા વગર નહિ રહેશે કે તે દરેક વિષયનો ઉદ્દેશ સામાન્ય અને ઉચ્ચ જીવન ગાળવાને મદદ કરવાનો છે.

'શાન્તિનું સ્થળ' અને 'મનુષ્યનું ભવિષ્ય પોતાના હાથમાં' એવા મથાળાના પ્રથમના બે લેખો વિદુષી **મીસીસ ઍની બીસેન્ટના** અંગ્રેજી વ્યાખ્યાનોના અનુવાદરૂપ છે. માનસિક કે આધ્યાત્મિક શાન્તિ કે જે એકલીજ ખરી શાન્તિ છે તે મેળવવાને આપણે શો પ્રયત્ન કરવો જોઇએ તે માટે એમાં ત્રણ માર્ગો બતાવવામાં આવ્યા છે. જ્યારે આપણે કોઇ પવિત્ર સ્થળે જઇએ છીએ, ત્યારે આપણી સંસારની ધાંધળો ત્યાં કેવી નજીવી લાગે છે ? તેમજ જ્યારે આપણે કાળમાં દૂર જઇએ છીએ, અર્થાત્ કોઇ બનાવનો તે વીતી ગયા પછી દશ વર્ષે વિચાર કરીએ છીએ, ત્યારે તે બનાવ કેવું વિચિત્ર સ્વરૂપ ધરતો જણાય છે ? અત્યારે કારી ઘા જેવા લાગતા પ્રસંગો તે વખતે હૃદયમાં કંપારી સરખી પણ ઉત્પન્ન કરતા નથી. આ રીતે કાળમાં તેમજ સ્થાનમાં દૂર જવાથી જે શાન્તિ મળે છે, તેજ શાન્તિ દૂર ગયા વગર તેને તેજ સમયે હૃદયના ઉંડા ભાગમાં ઉતરી વિચાર કરવાથી કેવી રીતે મળે, તે બાબત 'શાન્તિના સ્થળમાં' જણાવેલી છે.

કર્મના અચળ કાયદાને હિંદુ તેમજ મુસલમાન, બૌદ્ધ તેમજ જૈનો સર્વ કોઇ માને છે, અસલના વખતથી લોકો તે સત્ય નિયમને માનતા આવ્યા છે પણ હાલના બુદ્ધિના જમાનામાં કેળવાયેલો વર્ગ દરેક સિદ્ધાંત ઉપર શકની નજરથી જુએ છે, અને જ્યાં સુધી તેની બુદ્ધિ કબુલ કરે તેવો ખુલાસો ન મળે, ત્યાં સુધી તે સત્યને માનવા ના કહે છે. એવા વર્ગને આ સત્ય બુદ્ધિ ગમ્ય થાય તે માટે 'મનુ-

બ્યનું ભવિષ્ય પોતાના હાથમાં ' એ મથાળાના લેખમાં કર્મનો નિયમ શાસ્ત્રીય દૃષ્ટિએ ( Scientifically ) અને બહુજ અસરકારક રીતે સાબીત કરી બતાવવા પ્રયત્ન કરાયલો છે. તે સાથે વળી જો કે આપણી હાલની સ્થિતિ એ પૂર્વકૃત કર્મો ઉપર આધાર રાખે છે એ વાત ખરી છે, તથાપિ આપણું ભવિષ્ય તો આપણા હાલના વિચારો, વાસનાઓ અને કાર્યો ઉપરજ આધાર રાખે છે, એ સિદ્ધાંત સમજાવી લોકોને પોતાના ભવિષ્યના નિયંતા થવાનો બોધ આપવામાં આવ્યો છે. છેવટે કર્મની જાળમાંથી કેમ છૂટવું તે પણ બતાવવામાં આવ્યું છે.

ગૃહસ્થાશ્રમ એ અનેક સદ્‌ગુણો શિખવનારી ઉત્તમ શાળા છે. હાલના જમાનામાં ઘણા થોડા પુરૂષો વૃદ્ધાવસ્થામાં પણ સહીસલામતી ભરેલી રીતે સન્યાસ ગ્રહણ કરવાને લાયક હોય છે. તો પછી બાળવયમાં તો સન્યાસ વિરલાજ ગ્રહણ કરી શકે કોઈ મહાન્ પુરૂષ જગદુદ્ધાર કરવાને જન્મ લે તો તે બાળપણથી પણ સન્યાસ ગ્રહણ કરી શકે, પણ તેવા અપવાદને બાદ કરતાં સામાન્ય રીતે ગૃહસ્થાશ્રમ એ અનેક પ્રકારના સદ્‌ગુણો ખીલવવાની અને અનેક જાતના દુર્ગુણો ટાળવાની એક ઉત્તમ અનુભવ શાળા છે; આ વિચાર લક્ષમાં રાખી ગૃહસ્થાશ્રમની ઉચ્ચ ભાવના કેવી હોવી જોઇએ તે બતાવવામાં આવ્યું છે.

છેવટનો લેખ ગુપ્ત મદદગારોને લગતો છે. પ્રાચીન કાળમાં બ્રાહ્મણો પૃથ્વીપર વસવા છતાં દેવાનું કામ કરતા હતા, અને તેટલા માટે તેઓ ભૂદેવ કહેવાતા હતા, જે નામ સાર્થક હતું. હાલના સમયમાં દેવો નથી, મહાત્માઓ નથી, આર્ય મુનિઓ નથી, એવો જે જડવાદનો વિચાર ફેલાઇ રહ્યો છે તેને દૂર કરવાને આ લેખ લખવામાં આવ્યો છે લેખક આ પુસ્તકમાંના વિચારો ઉપર સંપૂર્ણ શ્રદ્ધા ધરાવે છે, તે સકારણજ છે, કારણ કે તેણે જાતે કેટલીક બાબતોનું સત્ય અનુભવ્યું છે, અને તે ઇચ્છે છે કે સઘળા બુદ્ધિમાન્ પુરૂષો પ્રાચીન વાતોનો તિરસ્કાર કરતાં પહેલાં તેમાં રહેલું સત્ય શોધવા, અને અશ્રદ્ધા કે હાસ્યનો શબ્દ ઉચ્ચાર્યા પહેલાં શાન્ત વિચાર કરવા થોભશે.

અનુવાદક.

# અનુક્રમણિકા.

# લઘુલેખસંગ્રહ.

## ભાગ ૧ લો.

## શાન્તિનું સ્થળ.

### ( મીસીઝ એની બીસેન્ટના ભાષણનો અનુવાદ. )

સંસારની ધાંધલમાં, કામકાજની ઉતાવળમાં તથા મનને વિક્ષોભ પમાડે એવી પ્રવૃત્તિઓમાં, મનુષ્યજાતિનો ઘણો ભાગ મગ્ન થયો છે એવી ફર્યાદ આપણે ચારે બાજુએથી સાંભળીએ છીએ. 'મ્હને જરા પણ અવકાશ નથી' એ બ્હાનું લોકમાં સામાન્ય થઇ પડયું છે. હાલમાં લોકો મ્હોટે ભાગે ઉપલકીઆ જ્ઞાનથી સંતુષ્ટ છે; દાખલા તરીકે, કોઈ પણ પુસ્તક વાંચવાની ગરજ, તે ઉપર આપેલા અભિપ્રાય વાંચવાથી સરતી હોય એમ તેઓને લાગે છે; રાજ્યનીતિ સંબંધી લેખો વાંચવાનું કામ વર્તમાનપત્રોમાં તે સંબંધી ચર્ચાતા આર્ટીકલો વાંચી તેઓ ચલાવી લે છે, અને કોઇ પણ અગત્યની શોધ કરવાની બાબતો સંબંધીનું જ્ઞાન તે વિષય ઉપર કોઇએ આપેલા ભાષણથી મેળવી લે છે. આ પ્રમાણે સ્ત્રી અને પુરૂષોનાં મન જીંદગીની ઉપર ટપકેની અને બ્હારથી ભપકો આપનારી ચીજો તરફ વધારે ને વધારે ખેંચાય છે. વ્યાપારમાં સહેજ

વધારે ફતેહ મેળવા માટે, જનસમાજમાં જરા ઉંચી પદવી અથવા માન પામવા માટે, અથવા રાજ્ય કારભાર કે વિદ્યાના વિષયમાં ક્ષણવાર પ્રતિષ્ઠા મેળવવા સારૂ મનુષ્ય અને સ્ત્રીઓ વલખાં મારે છે, કાવતરાં કરે છે અને પ્રયત્ન કરે છે. આરંભેલા કાર્યનું પરિણામ શીઘ્ર આવવું જોઇએ, નહિ તો તે કાર્ય કરનાર નિષ્ફળ નીવડેલો ગણવામાં આવે છે. જરા વધારે શ્રમ લેવાથી ઇચ્છિત વસ્તુ લોકની પ્રશંસા અને તાળીઓ વચ્ચે મળે તે વાસ્તે સઘળો પ્રયત્ન કરવામાં આવે છે. આખી જીંદગી સુધી ખંતથી અને એકાગ્રતાથી શ્રમ કરી મેળવેલી ચારિત્રપ્રતિષ્ઠા; જે કાર્યનું ફળ મળે તે પ્હેલાં તો તે કાર્ય કરનાર મરણના દરવાજામાં થઈ પસાર થયેલો હોય તેવું જીવનપર્યંત મહેનત કરી કરેલું કાર્ય; કોઈ પણ પ્રકારની ઉચ્ચભાવના જે તરફ સાધારણ મનુષ્યોનું લક્ષ ખેંચાતું નથી અને જે એક ભવમાં પ્રાપ્ત થઈ શકતી નથી તેવી ભાવના અનુભવવાનો દ્રઢ નિશ્ચય; આવી બાબતોને સામાન્ય મનુષ્ય વર્ગ હસી કાઢે છે અને તે પ્રમાણે ચાલવાને પ્રયત્ન કરનારની તરફ ઈર્ષ્યા તથા શંકાની નજરથી જુએ છે. આજના જમાનાના લોકોની વૃત્તિનો ખ્યાલ એક ચીનના કુત્વવેત્તાના શબ્દોથી સારી રીતે આવી શકે "He looks at an egg and expects to hear it crow" અર્થાત્ "ઇંડાને જોતાં વારજ ત્હેને કાકા અવાજ કરતું સાંભળવાની ઇચ્છા રાખે છે." કુદરતનો પ્રવાહ ધીમે ધીમે આગળ ચાલે છે. અને ઘણીવાર ઉતાવળથી કરેલું કાર્ય સંગીનપણામાં કાચું હોય છે એ વાત આપણે ઘણીવાર ભૂલી જઇએ છીએ.

આ જગતના "ઢીંગલા ઢીંગલીના નાચ" માં જ કાંઈ મનુષ્યની જીંદગીનું સાર્થક આવી રહેલું નથી તેવો વિચાર કરનાર

પણ કેટલાક મનુષ્ય આપણને મળી આવે છે. તેવા મનુષ્યોના હૃદયમાં ધીમો પણ અસરકારક અવાજ આ પ્રમાણે નીકળે છે; "દુનિયાની ક્ષણભંગુર વસ્તુઓ મેળવવા માટે થતી આ સઘળી ધમાલ અને મારામારી એ કેવળ પડદા ઉપર 'મેજીકલેન્ટર્ન'થી પાડેલાં પુતળાં બરોબર છે." સાંસારિક ફતેહો, વ્યાપારની સારી કમાણી, લોક વખાણ, આખરે તો ઘણીજ તકલીદી વસ્તુઓ છે અને જોરશોર વ્હેતી નદીના પ્રવાહમાં એક ક્ષણે ઉત્પન્ન થઈ બીજી ક્ષણે નાશ પામતા પાણીના પરપોટા સમાન છે એની પક્કી ખાત્રી ત્હેમના હૃદયમાં થયેલી હોય છે. અને ત્હેને વાસ્તે જે હરીફાઈ, ઇર્ષ્યા અને મનની આકુળ વ્યાકુળતા થાય છે તે તદ્દન નિરર્થક છે.

જો જીંદગીનું સ્વરૂપજ આવું હોય તો પછી જીવનમાં કાંઈ પણ ઉત્તમ રહસ્ય રહેલું નથી? શું એવો એક પણ ઉત્તમ સિદ્ધાંત નથી કે જે કહેતાં વારજ સમજવામાં આવે? શું એવો એક પણ ખજાનો નથી કે જે ચારે બાજુએ વેરાયેલો માલૂમ પડે? આવા પ્રશ્નો સ્વાભાવિકરીતે મનુષ્યના હૃદયમાં ઉત્પન્ન થાય છે.

દરેક સ્ત્રી પુરૂષના પોતાના અનુભવની પેલી પાર ગયા સિવાય પણ તે પ્રશ્નોનો ખુલાસો મળી શકે તેમ છે અને તે ઉત્તરની અંદરજ ઉંડું સત્ય સમાયલું માલુમ પડશે. એકાદ વસ્તીવાળા શહેરની ઘોંઘાટવાળી અને મનને ક્ષોભ પમાડનારી જીંદગીમાં સામાજીક ફતેહના ક્ષણભંગુર સુખ માટે પ્રયત્ન કરવામાં, હલકી અભિલાષા—આશાઓની આતુરતામાં, નજીવી નિરાશાઓના સંતાપમાં, આપણા સરખાજ સ્વાર્થી બીજા પુરૂષો સાથે સ્વાર્થની ખાતર કલેશ ઉત્પન્ન કરવામાં એક અઠવાડીયું અથવા

માસ ગાળ્યા પછી તે ગરબડ અને કલબલાટવાળા ગીચ શહેરમાંથી ઘણે દુર જ્યાં આગલી રાતના વર્ષાદનું એકઠું થએલું પાણી ધોધ બંધ વહે છે, બીકણ સસલાના ચાલવાથી સુકાંપાંદડાંનો ખણખણાટ અવાજ નીકળે છે, બરૂના છોડવામાંથી પસાર થતી મરઘીને લીધે ઝરામાંથી નીકળતો સણસણાટ અવાજ સંભળાય છે, કિનારાપરના કાંકરા સાથે અથડાવાથી પાણીમાંથી ઘુઘવાટ કરતો અવાજ શ્રવણ ગોચર થાય છે, ઘાસની ઝાડીમાં ઉડતાં પતંગીઆઓ ગણગણાટ કરી રહ્યા છે, અને છાયા નીચે પાણીના ખાબોચીયામાં આવેલી માછલીઓ ફડફડાટ કરી મુકે છે; જ્યાં આવા કુદરતની શાંતિમાં ઓરજ પ્રકારનો વધારો કરનારા નાદ ચારે બાજુએથી નીકળે છે અને કોઇ પણ રીતે સર્વત્ર પ્રસરી રહેલી કુદરતની શાંતિમાં વિઘ્ન કરતા નથી; ત્યાં પર્વતમાં આવેલી એકાંત વાસવાળી શાંત જગામાં અથવા પવિત્ર તીર્થમાં આપણે જઇએ તો તેવા મનુષ્યોથી દૂર આવેલા સ્થળમાં કુદરતના અસરકારક સ્પર્શથી મન શાંત થઇ જાય છે. આવા સર્વ બાજુએ પ્રસરી રહેલા શાંતિના વાતાવરણમાં શહેરના ધંધારોજગાર તથા સ્વાર્થી મારામારને લીધે ઉત્પન્ન થતાં કલકલાટ, ખીજવાટ, અને મૂર્ખતા કેવા સ્વરૂપમાં આપણી આગળ ખડા થાય છે? તે સમયે આપણને લાગે છે કે એક નાની બાબતમાં આપણે જીત્યા હોઇએ કે હાર ખાધી હોય તો તેથી શું થયું ! આપણી કોઇએ પ્રશંસા કરી હોય કે કોઇએ આપણી નિંદા કરી હોય તો તેમાં શું થયું ? તે જીંદગીના પાણીના વમળથી અને જોરભેર ઉછળતા કલ્લોલથી દૂર જવાથી આંતર દ્રષ્ટિ ક્ષણવાર ખુલે છે અને આપણને સહજ ભાન થાય છે કે બ્હારની કંટાળા ભરેલી અને સ્વાર્થી જીંદગીને અં-

તરની ખરી અને શુદ્ધ માર્ગ ભણી દોરનારી જીંદગી સાથે ઘણોજ થોડો સંબંધ છે.

જગ્યાની માફક કાળમાં પણ દુર જવાથી જીંદગીના સુખ દુઃખનો યથાર્થ ખ્યાલ મેળવવાને માટે આપણને પ્રસંગ મળે છે. સુખો, આશાઓ, કસોટીઓ, નિરાશાઓ જે સમયે આવી પડયા હતા તે સમયને દશ વર્ષ વીતી ગયા પછી તે બાબતો સંબંધી વિચાર કરીશું તો તે નજીવી બાબતોને આપણે તે સમયે એટલું બધું ગંભીર રૂપ કેમ આપ્યું હતું તે વિષે આપણને આશ્ચર્ય ઉપજ્યા વિના રહેશે નહિ. આ પ્રમાણે કાળ વીત્યા પછી જીંદગીના ભારેમાં ભારે સંકટો, આફતો પણ, સૂક્ષ્મ વિચાર કરતાં, આપણને વિચિત્ર રીતે અસત્ય ભાસે છે.

એક સમય એવો હતો કે જ્યારે આપણું જીવન બીજાના જીવન સાથે જોડાઇ ગયેલું હતું, અને તે વખતે જીવનમાં જે કાંઈ આનંદદાયક હતું તે સર્વ તેમાં આવી વસ્યું હતું. જ્યારે તે પ્રેમપાત્ર નાશ પામ્યું ત્યારે આપણને લાગ્યું કે જીંદગી હવે નિષ્પ્રયોજન થઇ, હૃદયના ચુરેચુરા થઈ ગયા અને હવે જીવન અને મૃત્યુ સમાન છે. પણ વખત જતાં તે કારી ઘા રૂઝાયો અને આપણી જીંદગીમાં આનંદ આપનારાં નવાં પુષ્પો ખીલી નીકળ્યાં, અને અત્યારે તે જીંદગીના ચુરેચુરા કરનાર પ્રસંગ વિષે જરા પણ દિલગીર થયા શિવાય આપણે વિચાર કરી શકીએ છીએ. અથવા એક અપ્રિય—કટુ શબ્દ બોલી મિત્રતા તોડી હોય; દશ વર્ષ વીત્યા પછી તે સમયનો વિચાર કરીએ તો તે વખતનો આપણો ક્રોધ અને ગુસ્સો તદન મૂર્ખાઈ ભરેલાં હતાં એમ જણાયા વિના નહિ રહે.

અથવા અતિશ્રમ લેઇ મેળવેલી ફતેહથી આપણે આનંદની રેલમાં તણાયા હોઇએ; પણ જીંદગીના ચિત્રમાં તે ફતેહની ખરી સ્થિતિ શી છે તેનો અત્યારે શાંત મને વિચાર કરીએ તો તે ફતેહ કેવી સાધારણ હતી અને આપણે તેના સંબંધી કેવી અતિશયોક્તિથી વિચાર કર્યો હતો તે સઘળું નજર આગળ તરી આવશે. તે સમયે તે બનાવે આપણું માનસિક આકાશ ભરી નાખ્યું હતું, પણ હાલ તેનો તે બનાવ એક બિંદુ રૂપે ભાસે છે.

જગ્યાથી તેમજ કાળથી દુર જઇએ અને આપણે પૂર્વ કાળની ફતેહો તથા નિરાશાઓ વિષે વિચાર કરીએ અને તેથી તત્વજ્ઞાનને લીધે જે શાંતતા મળે તે જ્યારે આપણે પાછા સંસાર વ્યવહારમાં ગુંથાઈએ છીએ ત્યારે પ્હેલાની માફક અદૃશ્ય થાય છે. સર્વ સાધારણ વસ્તુઓ તેઓના નવા સ્વરૂપમાં આપણું મન આકર્ષે છે. પૂર્વના સુખ દુઃખ નવા આકારોમાં આપણાપર અસર કરતાં જણાય છે, અને ઇંદ્રિયો તેમજ વિકારોનો જુસ્સો હૃદયને ઘસડી જાય છે. અને આ પ્રમાણે પૂર્વની માફક નજીવી ચિંતાઓમાં નાની તકરારોમાં, ક્ષણિક આશાઓમાં અને નિરર્થક નિરાશાઓમાં આપણો અમૂલ્ય સમય વ્યતીત થાય છે.

શું નિરંતર આમજ ચાલ્યાં કરશે? આપણે જગતમાં રહી જીવનરૂપી નાટકમાં આપણો ભાગ ભજવવા માગતા હોઇએ તો શું સઘળી ક્ષણિક વસ્તુઓને આધીન થઈ રહેવું જોઈએ? અથવા તો જો કે તે વસ્તુઓની વચમાં આપણે રહેવાનું હોય અને કાળમાં ચારે બાજુએ તેમનાથી ઘેરાયેલા હોઇએ છતાં તે જગ્યા અને કાળથી આપણે દૂર આવ્યા હોઈએ તેવું શાંતિનું સ્થળ શું આપણને મળી શકે? જે ઉત્તર પ્હેલાં આપણે આપી ગયા તે ઉપરના ઉત્તરમાંજ આ સંબંધી સત્ય રહેલું છે.

મનુષ્ય તે એક અમર પ્રાણી છે. ઇચ્છાઓ અને વિકારોથી ગતિમાન થતા અને જીવનમય દેખાતા જડ દેહ રૂપી વસ્ત્ર ત્હેણે ધારણ કરેલું છે. આ વસ્ત્ર સાથે મનુષ્યનો અમર સ્વભાવ એક દોરીથી જોડાયલો છે, જે દોરી તે મન છે. આ મન અસંયત અને અસ્થિર હોવાથી જગતના બાહ્ય વિષયોમાં આમતેમ ભટકે છે, અને વિકારો તેમજ ઇચ્છાઓ, આશાઓ તેમજ ભયને લીધે ચપળ બને છે. ઇંદ્રિયોના વિષયમાંથી ઉપજતા ક્ષણભંગુર આનંદના ઘુંટડા પીવાને તે તૃષાતુર હોય છે, અને આસપાસના ખાલી ભપકાથી અને ઘોંઘાટથી ત્હેને ઝળઝળીઆં આવે છે અને અર્જુને જણાવ્યા પ્રમાણે મન ચપળ, ક્ષોભ પમાડનારૂં, મજબુત અને હઠીલું છે. આ ચકડોળે ચડતા મનની પેલીપાર સાક્ષીરૂપે શાંત નિર્વિકારી મનુષ્યનો અંતર્યામી આત્મા રહેલો છે. જો કે નીચે તોફાન હોય તોપણ ઉપર તો શાંતતાજ પ્રસરી રહેલી હોય છે. અને તેજ શાંતિનું સ્થળ છે. કારણ કે આત્મા તો અમર-શાશ્વત છે, અને સંસારની વસ્તુઓ અનુભવ લાવી આપે તેમજ સારાસારનું જ્ઞાન આપી શકે તે શિવાય ... શા અર્થની છે ? તેણે આ માટીના દેહમાં રહી ઘણીવાર જન્મ અને મરણ, લાભ અને હાનિ, આનંદ અને વિષાદ, સુખ અને દુઃખ અનુભવ્યા છે, અને તેને લીધે ત્હેમને પડદા ઉપર દેખાઇ અદૃશ્ય થતાં ચિત્રો સમાન ગણે છે. બ્હારની ઉપાધિને દુઃખ થતાં કોઇપણ ઠેકાણે ઐક્યતા ( Harmony ) નું ચક્ર બગડયું હશે, તેમ તેને જણાય છે અને તેવા મનુષ્યને દુઃખ પણ આવકારદાયક થઇ પડે છે. કારણ કે દુઃખરૂપી ગુરૂ આપણી ભુલ બતાવે છે અને જ્યાંથી તે દુઃખ ઉદ્‌ભવ્યું તેનો ત્યાગ કરવાનું શીખવે છે. અંતરાત્માને આ જડ વસ્તુઓ ઉપર જય મેળવવાનો છે તેમજ તે દ્વારા તેને શુદ્ધ

અને ઉચ્ચ બનવાનું છે અને પોતાનું કામ શી રીતે કરવું તે દુઃખને લીધે મળતા અનુભવથી શીખી શકે છે.

હવે તે શાંતિનું સ્થળ મેળવવાનો માર્ગ આપણા અંતરાત્માની બહિરાત્મા સાથે નહિ પણ પરમાત્મા સાથે ઐકયતા અનુભવવામાં રહેલો છે. આપણે ઘણીવાર મન તેમજ શરીરની અંદર કાર્ય કરતા મગજને આત્મારૂપ માનવા અજ્ઞાનથી દોરાઇએ છીએ. વિકારો તેમજ ઈચ્છાઓ સાથે આપણે ભુલથી આપણી ઐકયતા કબુલ કરીએ છીએ અને " અમે આશા રાખીએ છીએ ", " અમને ભય લાગે છે " આવા શબ્દો ઉચ્ચારીએ છીએ. કેટલીક વાર તો આ જગતમાં કાર્ય કરવાના સાધનરૂપ જે સ્થૂલ દેહ તેજ આપણે છીએ એમ જો કે શબ્દોમાં આપણે જણાવતા નથી તોપણ આપણા કાર્યપરથી તેમ જણાઇ આવે છે.

આપણા બંધારણના આ સઘળા ભાગો બાહ્ય વસ્તુઓના સંબંધમાં આવ્યાથી જ્યારે જાગૃત થાય ત્યારે સ્થૂલ જીવન આપણાપર પૂરેપૂરી અસર કરે છે, અને આપણા ચૈતન્યમાં પણ વિકૃતિ થાય છે. અને જેમ ઉછળતા મોજાવાળા સમુદ્રપર આવેલું વ્હાણ તોફાનને લીધે આમતેમ ચકડોળે ચડે છે તેજ રીતે અસંયત હૃદય મનોવિકારોની આજ્ઞાને સ્વાધીન થઈ આપણા આત્મિક જ્ઞાનને દુર ફેંકી દે છે અને તે સમયે શાંતિ, બળ અને ધૈર્યથી વિમુખ બનાવનારી સઘળી વૃત્તિઓ–ઉશ્કેરાયેલું મન, મનની સમાધાનતાનો અભાવ, ચીડીઆપણું, વેર લેવાની ઈચ્છા આ સર્વ પોતાનાં સઘળા જોરથી ત્હેના પર અસર કરે છે.

જે માર્ગે શાંતિના સ્થળ ભણી જવાય તે માર્ગે ચાલવાનો પ્રારંભ કરવો તેજ અંતરાત્માની પરમાત્મા સાથે ઐકયતા અનુભવ-

વારૂપ, તેમજ તે જે રીતે જુએ છે અને વિચારે છે તે રીતે જોવા અને વિચારવારૂપ છે. આપણે એકદમ તે કાર્ય કરી શકીએ નહિ તે તો ખરૂં છે; પણ તે પ્રમાણે ચાલવાનો પ્રારંભ કરવો તે તો આપણા હાથમાં છે અને તે પ્રાપ્ત કરવાનાં ત્રણ સાધન નીચે પ્રમાણે છે:—

(૧) ઇંદ્રિયોના વિષયથી પરાઙ્મુખતા, (૨) ફળ–પરિણામમાં નિરાસક્તિ (૩) પરમાત્માનું સતત ધ્યાન.

અનુક્રમે તે ત્રણ સાધનોમાંથી એક પછી એક વિચારીશું. પ્રથમ, ઇંદ્રિયોના વિષયથી પરાઙ્મુખતારૂપ પ્રથમ સાધન મેળવવાને માટે નિરંતર ડહાપણભરેલીરીતે આત્મ કેળવણીની જરૂર છે. તેને વાસ્તે નાની નાની ઉદ્વેગ પમાડનારી ચીજો તરફ, ખાવાપીવાની મોજમજા તરફ અને સ્થૂલ શરીરના ભોગ તરફ વિરાગવૃત્તિ રાખવાની આવશ્યકતા છે. અને નાનાં પ્રકારનાં સુખ મેળવવાની અને દુઃખ ત્યાગ કરવાની ઇચ્છા પણ ધીમે ધીમે નાશ કરવી જોઇએ. અને આ રીતે ચિંતાગ્રસ્ત થયા વિના નાની બાબતો સંબંધી ઉદાસીન વૃત્તિ ( Indifference ) આપણા હૃદયમાં જાગ્રત કરી શકીશું અને જેને લીધે લોકો જરાકમાં મિજાજ ખુએ છે તેવી બાબતો આપણને અસર કરી શકશે નહિ અને આ પ્રમાણે આપણા સ્વજન તથા પડોશીઓ જેઓને આવી અડચણો હેરાન કરે છે ત્હેમને મદદ કરવાને આપણે યોગ્ય બનીશું. અને આ રીતે આપણા કરતાં નાજુક પગવાળાનો માર્ગ થોડેઘણે અંશે સરળ બનાવવામાં સાધનભૂત થઈશું. આ ઉદાસીન વૃત્તિ મેળવવાની મધ્યમસરૈપણું તેજ કુંચી છે. ભગવદ્ ગીતામાં કહ્યું છે કે "આ દૈવી કેળવણી જે મનુષ્ય વધારે ખાય છે અથવા જે ઓછું ખાય છે, જે લાંબો વખત સુઇ રહે છે અને જેને ઉજાગરા કરવાની ટેવ પડી છે

તેનાથી મેળવી શકાય તેમ નથી. જે મનુષ્ય ખાવાપીવામાં, એશ-આરામમાં નિયમિત રહે છે, જે કાર્ય કરવામાં મધ્યમસર છે અને જે ચાલવામાં તેમજ ઉંઘવામાં નિયમ પ્રમાણે વર્તે છે તેવા મનુષ્યના હૃદયમાંજ દુઃખનો અંત લાવનાર ધ્યાન–મનન ઉત્પન્ન થવા પામે છે. " શરીરના કકડા કરવાના નથી પણ ત્હેને કેળવી નિગ્રહમાં લાવવાનું છે. शरीरमाद्यं खलु धर्मसाधनं । [ ધર્મ સાધનમાં પ્રથમ નિરોગી શરીર છે.]

બીજું સાધન કાર્યના ફળની ઇચ્છા ન રાખવી તે છે, આપણે આગળ કેવી રીતે પ્રવૃત્તિ કરવી તે જાણવાને સારૂ આપણા કાર્યના ફળની તપાસ ન રાખવી, એમ આ ઉપરથી સમજવાનું નથી; કારણ કે આવાં પરિણામનો અભ્યાસ કરવાથી અનુભવ મળે છે. અને તે દ્વારા ખરૂં જ્ઞાન પ્રાપ્ત થાય છે. જ્યારે આપણે કોઈપણ કાર્ય આપણી વિચાર શક્તિથી, બળથી અને શુદ્ધ આશયથી કર્યું હોય ત્યાર પછી ત્હેને "જતું કરવું" અર્થાત્ ત્હેના સંબંધી જરા પણ ચિંતા ન રાખવી એ વાત ધ્યાનમાં રાખવાની છે. જે કાર્ય કર્યું તે ન કર્યું થવાનું નથી અને કેવળ ઉદ્વેગ કે ચિંતાથી આપણને કાંઈ પણ લાભ મળતો નથી. જ્યારે કાર્યનું પરિણામ આવે ત્યારે ફક્ત જ્ઞાનની ખાતર તે ફળની નોંધ લેવી પણ તેમાં હર્ષિત તેમજ દિલગીર થવું નહિ. કારણકે આનંદ યા વિષાદની વૃત્તિ આપણું ધ્યાન, આપણા હાલના કર્તવ્યમાંથી, ખેંચી લે છે, અને તે કાર્ય કરવાને આપણને નિર્બળ બતાવે છે. અને તેટલા વાસ્તે શોક કે હર્ષની કોઈ જાતની વૃત્તિને વાસ્તે આપણને અવકાશ નથી. ધારો કે પરિણામ ખરાબ આવ્યું તે વખતે સુજ્ઞ મનુષ્ય મનની સાથે નીચે પ્રમાણે વિચાર કરશે "મ્હેં ભુલ કરી તેથી અનિષ્ટ પરિણામ આવ્યું

અને ભવિષ્યમાં તેવી ભુલ કરતાં અટકવાને પ્રયત્ન કરીશ. પણ વિ-ષાદ અને શોકને લીધે તો મ્હારા હાલના કર્તવ્ય બજાવવાને માટે હું અયોગ્ય થઈશ. અને તે છતાં પણ મ્હારી ભુલથી કરેલા કાર્યના પરિણામમાં જરા પણ ફેરફાર થવાનો નથી, તેથી આવા શોકમાં કાળ નિર્ગમન કરવાને બદલે વધારે સારી રીતે કાર્ય કરવાને પ્રયત્ન કરીશ," આ પ્રમાણે પોતાની જાતને પોતાના કાર્યના ફળથી ભિન્ન ગણવામાં **શાંતિનો માર્ગ** રહેલો છે. ધર્મ શાસ્ત્રોમાં કહેલું છે. કે "જેઓ કોઇપણ કાર્ય કરતી વખતે પરમાત્માને તે કાર્ય અર્પણ કરે છે અને ત્હેના પરિણામ સંબંધી સર્વ સ્વાર્થી વિચારોનો ત્યાગ કરે છે તે મનુષ્ય જેમ કમળ જળમાં ઉગવા છતાં પણ જળથી નિર્લિપ્ત રહે છે તેમ કર્મ **કરવા છતાં** પણ કર્મથી **બંધાતો** નથી. ખરા ભકતો તો સ્વાર્થનો વિચાર દૂર કરી તેઓના શરીરથી, મનથી, બુદ્ધિથી અને ઇંદ્રિયોથી કેવળ હૃદયશુદ્ધિને અર્થે કાર્ય કરે છે અને જે મનુષ્ય ભક્ત છે અને કાર્યના ફળમાં આસકત નથી તે માનસિક શાન્તિ અનુભવે છે, પણ જે મનુષ્ય સ્વાર્થને લીધે તેના કાર્યના ફળમાં આસક્તિ રાખે છે તે કર્મબંધનથી બંધાય છે.

ત્રીજું સાધન ધ્યાન, તે મનની શાંતિને સારૂ ઘણુંજ ઉપયોગી તેમજ ઘણુંજ દુષ્કર છે. પરમાત્મા સાથે આપણા જીવાત્માની એકતા અનુભવવાનો સતત પ્રયત્ન કરવામાં તેમજ ત્હેના જેવા આ જગતમાં સ્વાત્મ ભાનવાળા થવામાં તે રહેલું છે.

આ ભમતું અને અસ્થિર મન કોઈ પણ વસ્તુ પ્રતિ આકર્ષાય તે સમયે ત્હેને વશ કરી, પાછું વાળી આત્માપર સ્થિર કરવાની ધ્યાનના અભ્યાસીઓને જરૂર છે. આ કામ આખી જીંદગીનું છે.

પણ તે આપણને શાંતિના સ્થળ ભણી દોરશે તે નિઃસંશય છે. આ પ્રયત્નને નિરંતર ચાલુ રાખવો જોઈએ, અને ધીરજથી ત્હેની પાછળ મંડયા રહેવું જોઈએ. જેમ કાચબો પોતાના કોષ ( shell ) માં પ્રવેશ કરે છે તેમ આપણે પણ અમુક નિયમિત સમયે થોડો સમય આપણા મનને અંતર્મુખ કરી વિચાર કરવો જોઈએ કે આપણે કાંઈ ક્ષણભંગુર નથી પણ અમર છીએ, અને આસપાસની ક્ષણિક વસ્તુઓ આપણને કાંઈ અસર કરી શકશે નહિ. આમ વિચાર કરવાથી ધ્યાન અથવા મનનને સહાય મળે છે. આ પ્રમાણે અંતર્મુખ રહેવાથી ધીરે ધીરે ખીલતી અને વૃદ્ધિ પામતી શક્તિથી આપણે પરમશાંતિ તેમજ ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કરવા સમર્થ થઈએ છીએ. કારણકે સ્વકીય ઈચ્છાઓના અભાવથી તેમજ પોતાના અમર સ્વભાવનો ખ્યાલ આવવાથી આપણે એક તરફી અથવા પક્ષપાતવાળા વિચારોને અંગીકાર કરતા નથી અને તેથી કરીને વસ્તુઓનું ખરૂં જ્ઞાન મેળવવાને સ્વતંત્ર થઈએ છીએ.

મન નિશ્ચિંત અને એક વસ્તુ ઉપર સ્થિર—એકાગ્ર થવાથી સર્વ બાજુએથી તે જ્ઞાન મેળવી શકે છે. જે મનુષ્યનું હૃદય અને મન ચિંતાગ્રસ્ત અને અસ્થિર છે તે જ્ઞાન મેળવવાની સ્થિતિમાં નથી. આ પ્રમાણે ધીરજ હોવાને લીધે ધીમે ધીમે શાંતિ મેળવે છે. જે મનુષ્યનું મન શાંત છે, જેણે પોતાના વિકારો તથા ઈચ્છાઓને નિયમમાં રાખ્યા છે અને જે પરમાત્મા સાથે એકતા અનુભવે છે તે જરૂર પરમાનંદ મેળવે છે.

આ ત્રિવિધ માર્ગ શાંતિના સ્થળમાં લેઈ જાય છે. અને તે સ્થળમાં રહેવું તે કાળ અને મૃત્યુ ઉપર જય મેળવવા સરખું છે.

બીજા શબ્દોમાં કહીયે તો તે મનુષ્ય અમર બને છે અને જન્મમરણના ચક્રથી મુક્ત થાય છે. આ માર્ગ આખે રસ્તે ઉભી સીધી ટેકરીપર ચઢવા જેવો છે અર્થાત્ વિકટ છે, પણ શાંતિ રૂપી પક્ષીની પાંખો તે મુસાફરના શ્રમિત કપાળપર પવન નાખે છે અને જેમાં કદાપિ ભંગ ન પડે તેવી પરમશાંતિ છેવટે તે પ્રાપ્ત કરે છે.

---

# મનુષ્યનું ભવિષ્ય: પોતાના હાથમાં.

---

## [ મીસીઝ એની બીસેન્ટના ભાષણનો અનુવાદ. ]

---

જો કે સત્ય શિખવવાની સાયન્સે અને ધર્મે પ્રતિપાદન કરેલી રીતો ભિન્ન છે, છતાં તેઓ એક બીજાની વિરોધી નથી. પ્રાચીનકાળમાં તો ધર્મગુરૂઓજ સાયન્સ ખરેખર શિખવતા હતા. પણ હાલના સમયમાં આ બન્ને કર્તવ્યો જૂદા જૂદા પુરૂષોના હાથમાં આવેલાં છે. અને ઘણીવાર સાયન્સે ધર્મની વિરૂદ્ધ પોતાનો દેખાવ આપ્યો છે. જો આપણે આ બાબતનો સૂક્ષ્મ રીતે (in the abstract) વિચાર કરીએ તો મ્હને તો તેનું કારણ ખરેખર નીચે પ્રમાણે જણાય છે. ભૂતકાળમાં ધર્મ, **સત્તા** (authority) થી શિખવવામાં આવતો હતો; તે **ફરમાન રૂપે** જણાવવામાં આવતો હતો. જોકે દરેક ફરમાન સદ્જ્ઞાન ઉપર આધાર રાખતું હતું, છતાં જેમને તે શિખવવામાં આવતું હતું ત્હેમને તે સદ્જ્ઞાન સર્વદા આપવામાં આવતું નહોતું, અને તેથી પ્રાચીન કાળમાં ધર્મ-

ગુરૂઓ કેટલાંક ફરમાનો, કેટલાક નીતિના નિયમો સ્થાપન કરતા હતા, અને તેઓ તે **સત્તાથી** જણાવતા હતા. તેઓ અનુમાનથી કે તર્કવડે તે સાબીત કરી આપવાને કદાપિ પ્રયત્ન કરતા ન હતા. ક્રીશ્ચીયન ધર્મગ્રન્થમાં જે સત્તાનાં વાકયો કહેવાય છે, તેવાં વાકયો તેઓ બોલતા હતા. તે આત્મજ્ઞાનવાળા પુરૂષો પોતાના જ્ઞાનથી જણાવતા હતા, અને જૂદા જૂદા ધર્મોના સંસ્થાપકોએ યોજેલાં ધર્મશાસ્ત્રોમાં "માણસે જીવનવ્યવહાર કેવી રીતે ગાળવું" ત્હેના સંબંધમાં સત્તાનાં વાકયો ત્હમને વારંવાર જડી આવશે.

જો ત્હમે મહાભારત તરફ ત્હમારી દૃષ્ટિ ફેરવશો, તો ત્યાં ત્હમને અનેક વાર્તાઓ મળી આવશે અને દરેક વાર્તામાં કાંઇને કાંઇ સાર લેવાનો હોય છે; અને કેટલીક બાબતોમાં તો તે વાર્તા માણસના ઘણા જન્મોને લગતી હોય છે. જે કર્મનો નિયમ માણસને પોતાના ભવિષ્યનો નિયંતા બનાવે છે, તે જો આપણે દાખલા તરીકે વિચારીશું તો ઉપનિષદ્ જેવાં પુસ્તકોમાં કેટલીક આજ્ઞાઓ પ્રતિપાદન કરેલી જણાશે. ઉપનિષદ્ જણાવે છે કે "**માણસ જેવો વિચાર કરે છે, તેવો તે થાય છે.**" વળી ત્યાં પ્રતિપાદન કરેલું જણાય છે કે **માણસની ઈચ્છાઓ ઉપર ત્હેના ભવિષ્યના જન્મના સંજોગોનો આધાર રહેલો છે.** માણસ પોતાની કલ્પના પ્રમાણે ઈચ્છાઓ કરે છે, અને તે ઈચ્છાઓ પ્રમાણે ત્હેને એક અથવા બીજા સ્થાનમાં જન્મ લેવો પડે છે. મહાન્ મનુ પણ જણાવે છે કે **માણસનાં** કાર્યો **અનુસાર તે ભવિષ્યના જીવનમાં જન્મ લેશે.** ટુંકમાં હાલની જીંદગીનાં કાર્યો, વિચારો અને ઈચ્છાઓ ત્હેની ભવિષ્યની જીંદગીનો નિર્ણય કરે છે.

પોતાનું ભવિષ્ય પોતાના હાથમાં કેવી રીતે રહેલું છે, તે સંબંધમાં જણાવેલાં આ આજ્ઞાવાક્યોની સત્યતા પુરવાર કરવાને ઘણી વાર્તાઓ ધર્મપુસ્તકોમાં આપેલી છે. બીજા શબ્દોમાં કહીએ તો **આ વાર્તાઓ, સામાન્ય જન સમજી શકે તેવા રૂપમાં આપેલા ધર્મ સિદ્ધાંતો છે.** દાખલા તરીકે એવો દાખલો આપેલો ત્હમને જણાશે કે એક માણસ તત્ત્વજ્ઞાનનો અભ્યાસી હતો, ધર્મ સારી રીતે સમજતો હતો, પણ અમુક બાબતમાં ત્હેણે એક મોટો દોષ કર્યો, અને તે દોષના બદલા રૂપે કર્મના નિયમ પ્રમાણે હલકી સ્થિતિમાં ત્હેને જન્મ લેવો પડ્યો હતો. આ જનસમાજની છેક હલકી સ્થિતિમાં તે જન્મ્યો હતો. ત્હેનું નશીબ તે જન્મમાં પ્રાણીઓનો વધ કરવાનું—ચાંડાળનું કામ કરવાનું—હતું. માણસ જાતને વાસ્તે જે ધંધો સૌથી અધમ છે, તે ધંધો ત્હેને કરવાનો હતો છતાં તે જ્ઞાની હતો, અને આત્મિક જ્ઞાનનો અનુભવી હતો, પોતે કરેલાં દુષ્ટ કર્મોથી અને અશુભ વિચારોથી તેણે પોતાને આવી સ્થિતિમાં લાવી મુક્યો હતો. આ પ્રમાણે પ્રાચીનકાળમાં તત્ત્વને પ્રતિપાદન કરનારાં આજ્ઞાપ્રાધાન્ય વાક્યોથી માણસોને શિખવવામાં આવતું હતું. તે તત્ત્વ સામાન્ય માણસોને વાર્તાઓ મારફત શિખવવામાં આવતું હતું, અને તે વાર્તાઓ તત્ત્વને સિદ્ધ કરનારી હતી. જે માણસોએ આ વાર્તાઓ જગતને જણાવી, તેઓ જ્ઞાની હતા, ભૂતકાળનો ઇતિહાસ વાંચવાને સમર્થ હતા, કોઇ પણ માણસના પૂર્વજન્મના બનાવો જાણવાને અને તે ભવમાં રોપાયેલાં બીજ ત્હેની પછીના ભવમાં ફળરૂપે કેવી રીતે પરિણામ પામ્યાં, તે શોધવાને તેઓ શક્તિમાન હતા. આવી વાર્તાઓ લખવાનો હેતુ એ હતો કે માણસો **નિયમ સમજીને, અને તે નિયમ કેવી રીતે વ્યવહારમાં આવે છે તે**

જાણીને, પોતાના જન્મોને તે નિયમ લાગુ પાડી શકે, અને હાલના તેઓના જન્મમાં તે નિયમ કેવી રીતે અસર કરે છે, તે અનુભવી શકે, અને આ રીતે તેઓના ભવિષ્યના જીવનના તેઓ નિયંતા થઈ શકે. તેઓ ભવિષ્યનાં કાર્યો, અને ભવિષ્યના જીવનમાં જે સંજોગોમાં તે જન્મે, તે સંજોગો પણ બનાવી શકે. જો શાસ્ત્રોનું પ્રમાણ જોઈતું હોય તો આપણા ભવિષ્યનો આધાર આપણા હાલના વર્તનપર રહેલો છે, એમ સર્વ ધર્મો બરાબર રીતે જણાવે છે.

જો ત્હમે હિંદુશાસ્ત્રો તપાસો તો ઉપર જણાવ્યા પ્રમાણે ત્હમને છાંદોગ્ય ઉપનિષદ્‌માં લખેલું જણાશે કે, માણસ જેવો વિચાર કરે છે, તેવો તે થાય છે, કારણ કે માણસ વિચારનો ઉત્પાદક છે, અથવા ખરૂં કહીએ તો **માણસ, વિચારનું પરિણામ છે.** અને મંડુકોપનિષદ્‌માં ત્હમે જણાવેલું જોશો કે માણસની કલ્પનાઓ ઈચ્છાઓને ઉત્પન્ન કરે છે, અને માણસની ઈચ્છા પ્રમાણે તે આ કે પેલા સ્થાનમાં જન્મ લે છે. અથવા બૃહદારણ્યક ઉપનિષદ્ ત્હમે તપાસશો તો જણાશે કે સુવર્ણકાર (સોની) સુવર્ણ લઈને પોતાના વિચાર પ્રમાણે ત્હેનાં વિવિધ આભૂષણો બનાવે છે, તેજ પ્રમાણે માણસ પોતાની ઈચ્છા અને વાસના પ્રમાણે પોતાની ભવિષ્યની જીંદગીઓ બનાવી શકે છે. હિંદુશાસ્ત્રો ઉપરથી જો ત્હમારી દૃષ્ટિ તે મહાન્ ગૌતમ બુદ્ધના શિક્ષણ તરફ ફેરવશો તો તે પણ તેજ સિદ્ધાંત જણાવે છે કે બળદની પછવાડે જેમ ગાડાનું પૈડું ચાલ્યું આવે છે, તેમ અશુભ કામ કરનારની પછવાડેજ દુઃખ ચાલ્યું આવે છે. તે પછી થયેલા ખ્રિસ્તી ધર્મ તરફ ત્હમે નજર કરશો તો ત્યાં પણ તેવાજ પ્રકારનું શિક્ષણ ત્હમને જડી આવશે. ત્યાં કહેલું છે કે 'Be not deceived, for God is not

mocked, whatsoever a man soweth, that shall he also reap.'

"તમે ભૂલ ખાતા નહિ, કારણ કે ઈશ્વર છેતરાતો નથી. જેવું માણસ વાવે છે તેવું લણે છે." એ પણ ખરી વાત છે કે ખ્રિસ્તી ધર્મના પાછળના શિક્ષણમાં કુદરતના આ મુખ્ય અને સત્ય સિદ્ધાંતનો અનાદર કરવામાં આવ્યો છે, અને આ સિદ્ધાંતની જરૂર ન પડે તેવી કેટલીક રીતોનો આશ્રય લેવામાં આવેલો છે. આ સર્વ યુક્તિઓ–રીતોમાં ઉપર જણાવેલો મુખ્ય સિદ્ધાંત તદ્દન ભૂલી જવામાં આવ્યો છે, અને તે સર્વ રીતોની તપાસ કરતાં ઉપર જણાવેલું વાક્ય યાદ રાખવું ઘટે છે કે 'તહમે ભૂલ ખાતા નહિ, કારણ કે ઈશ્વર છેતરાતો નથી,' જેવું માણસ વાવે છે, તેવું તે લણે છે. વારંવાર તે જન્મ લે છે, અને દરેક જન્મમાં પૂર્વ જન્મમાં વાવેલાં બીજોનો પાક તે અનુભવે છે. દરેક જન્મમાં તે ભવિષ્યના પાકનાં બીજ રોપે છે, અને તેજ વખતે ભૂતકાળમાં વાવેલાં બીજનો પાક લણે છે. માણસ એક પછી એક જન્મ લીધાં કરે છે અને દરેક જીંદગી જે કારણોથી ઉદ્‌ભવ પામી તે કારણોને લીધે પૂર્વ જન્મોની સાથે તે સંકળાયેલી છે. અને હાલમાં જે કારણો આપણે ઉત્પન્ન કરીએ છીએ, તે કારણોને લીધે તે જીંદગી ભવિષ્યના જન્મો સાથે સંબંધ ધરાવે છે; આ પ્રમાણે શાસ્ત્રો પ્રતિપાદન કરે છે.

મેં આગળ જણાવ્યું કે સાયન્સ જુદીજ રીતે શીખવે છે. અવલોકનને આધારે કરેલા પ્રયોગો મારફતે સાયન્સની શિખવવાની પદ્ધતિ છે, અને હાલના સમયમાં ધર્મ કરતાં પણ સાયન્સ ઘણે ભાગે ઉંચી સ્થિતી ભોગવે છે, કારણ કે જે જે બાબતો તે

**રજુ કરે છે, તે પ્રયોગો દ્વારા સાબિત કરવાની શક્તિ તે ધરાવે છે.** હાલના સમયમાં માણસની બુદ્ધિ એવા વાતાવરણમાં કેળવાયેલી છે, કે તે બુદ્ધિ તેને ટીકા કરતાં, દરેક બાબતનો ખુલાસો માગતાં, અને કોઈ પણ વાત અંગીકાર કરતાં પહેલાં **તેની સાબિતી** મેળવતાં શિખવે છે. કોઈ મહાન્ પુરૂષના પ્રમાણ ઉપરથી ધર્મનાં સિદ્ધાંતો માને તેવી સ્થિતિમાં તેઓ નથી. તેઓની બુદ્ધિને સંતોષકારક ખુલાસો મળવો જોઇએ, એવી તેઓની માગણી છે, અને દરેક તત્ત્વનો બુદ્ધિગમ્ય પુરાવો મેળવવો જોઇએ, એમ તેઓ જણાવે છે. આ બાબતનો જવાબ ધર્મ કરતાં સાયન્સ વધારે સારી રીતે આપવાનું સામર્થ્ય ધરાવે છે; કારણ કે સાયન્સનો આધાર ઇન્દ્રિયોપર રહેલો છે, અને દરેક માણસ ઇન્દ્રિયોદ્વારા તેની સાબિતીઓની કીંમત આંકી શકે. પણ ધર્મ તો આત્માની સાથે સંબંધ ધરાવતો હોવાથી, ઇન્દ્રિયોની મારફતે પોતાનાં સિદ્ધાંતો પુરવાર કરી શકે નહિ. જેઓની આત્મિક શક્તિઓ પ્રગટ થઈ છે, તેવા ઘણા જુજ માણસો ધર્મનાં સિદ્ધાંતોને સાબિત કરી શકે.

દુનિયાના ધર્મના મહાન્ સંસ્થાપકો, અને પૂર્વકાળના મહાન્ ગુરૂઓ જેમને હિંદવાસીઓ પ્રાચીન ઋષિ મુનિયોના નામથી ઓળખે છે, તેઓ નિરંતર ધર્મ ઉપર તપાસ રાખતા અને તેનું રક્ષણ કરતા આવ્યા છે. તેજ ઋષિ મુનિઓએ પ્રાચીન કાળમાં ધર્મશાસ્ત્રો રચ્યાં હતાં, અને ત્યારથી તે હજુ સુધી તેઓ મનુષ્ય જાતિના આધ્યાત્મિક ભવિષ્યને દોરવતા આવ્યા છે. આ મહાત્મા પુરૂષોએ મનુષ્યજાતિ સાથેનો પોતાનો સંબંધ છોડી દીધો નથી. તેઓએ રક્ષણ કરનારા પોતાના હાથ રક્ષણ કરવાના કામમાંથી પાછા ખેંચી લીધા નથી. જ્યારે તેઓને જણાયું કે માણસો ઉન્નતિક-

મમાં એવી સ્થિતિએ આવી પહોંચ્યા છે, કે જ્યારે તેમની બુદ્ધિ તપાસ કરનારી અને અન્વેષણ કરનારી થઈ છે, અને ધર્મને જડ-વાદ ઉપર રચાયેલું સાયન્સ પાછો પાડે છે, ત્યારે તેઓએ એક નવો માર્ગ અંગીકાર કર્યો. માણસોને આત્મજ્ઞાન આપવાના માર્ગમાં તેઓએ એક આગળ પગલું ભર્યું એમ કહી શકાય, અને હાલની ભાષામાં પ્રાચીન સત્યોને નિવેદન કરવાનો તેઓએ નિશ્ચય કર્યો. ધર્મનાં સિદ્ધાંતો ફરીથી આ સમયમાં જણાવવા જોઇએ પણ તે સાયન્સની રીતે–બુદ્ધિ કબુલ કરે તેવા રૂપમાં–અપાવવા જોઇએ. તેમનો આમ કરવાનો હેતુ એ હતો કે હાલના વિચારવંત પુરૂષો ફરીથી ધર્મના વિચારો અંગીકાર કરતા થાય, અને બુદ્ધિ કબુલ કરે તેવી દલીલો વડે બુદ્ધિવંત પુરૂષો ધર્મ માર્ગમાં જોડાય. તેઓએ પોતાના એક બે શિષ્યોને પસંદ કર્યા અને આ ખાસ કામ લક્ષમાં રાખી તેઓને કેળવ્યા. અને તેમાંના એક શિષ્યને આ જગતમાં મોકલ્યો. તે શિષ્ય જેને તમે હેલેના પેટ્રોના બ્લેવેટ-સ્કીના નામથી ઓળખો છો, તે હતાં. પૂર્વના દેશમાં ગુપ્તજ્ઞાનની કેળવણી મેળવેલી હોવાથી, તેમણે હાલના સમયમાં તે પ્રાચીન સત્યો-ને ફરીથી હાલના સ્વરૂપમાં પ્રતિપાદન કર્યાં. અને પોતે જણાવેલાં સિદ્ધાંતોની પુષ્ટિરૂપે જોકે વેદ, ઉપનિષદ્, પુરાણ વગેરે પ્રાચીન ગ્રંથોનો તે આશ્રય લેતાં છતાં તેની સાથે સાથે તે હાલના સાયન્સ-નો પણ આધાર લેતાં; કારણ કે હાલના માણસોની બુદ્ધિને સાયન્સની મદદવતી વધારે સારી રીતે અસર કરી શકાય તેમ હતું. માટે આ પદ્ધતિસર જન સમાજને તેમણે શિખવ્યું, અને તેમના ગુરૂઓએ–મહાત્માઓએ–શિખવવાનું કામ હાથ ધર્યું, અને આ પ્રમાણે થીઓસોફીકલ સોસાયટી સ્થાપવામાં આવી છે. તેની પાસે

જગતને શિખવવાનું નવું સત્ય, નવી બાબતો અથવા નવાં સિદ્ધાંતો નથી. પણ તે સોસાયટી આત્મિક સત્યો સાયન્સની પદ્ધતિએ શિખવે છે; સાયન્સને ધર્મની સહાયતામાં વાપરે છે, અને તેનાં તે ધર્મના સત્યો બુદ્ધિ કબુલ કરે તેવા રૂપમાં જણાવે છે; માણસોની બુદ્ધિ અને વિચાર શક્તિ માન્ય કરે તેવી રીતે સત્યોનો બોધ આપે છે, અને આ પ્રમાણે બુદ્ધિગમ્ય ખુલાસો આપવાની સાથે તે સોસાયટી નિવેદન કરે છે કે આ સત્યો તે પ્રાચીન ધર્મ પુસ્તકોમાં વર્ણવેલાજ સત્યો છે. તે પ્રાચીન પુસ્તકો પુરવાર ન કરી શકે, તેવું કાંઈ પણ નવું આ સોસાયટી શીખવતી નથી; પણ દરેક સિદ્ધાંત લેઇને તે વિસ્તારપૂર્વક અને સંપૂર્ણરીતે વિવરણ કરે છે કે જેથી કરીને દરેક માણુસ તે બરાબર સમજી શકે. કર્મના સિદ્ધાંત વડે માણુસ પોતાનું ભવિષ્ય પોતાના હાથમાં લેઈ શકે તે સિદ્ધાંત પણ આવીજ રીતે સમજાવવામાં આવેલો છે.

આ મહાત્માગુરૂઓએ તે કર્મના સિદ્ધાંતનો બુદ્ધિગમ્ય ખુલાસો આપ્યો અને પોતાના શિષ્યોને તે ખુલાસાની સત્યતા પુરવાર કરતાં શિખવ્યું કે જેથી કરીને તેઓ વધારે સ્પષ્ટ રીતે તે સિદ્ધાંત બીજાઓને શિખવી શકે. પૂર્વકાળની કેટલીક બાબતો તેઓએ ખુલ્લી કરી કે જેથી ભૂત અને વર્તમાનકાળ વચ્ચેનો સંબંધ બરાબર સમજી શકાય. આ દૃશ્ય જગત્માં તે કર્મ કેવી રીતે અસર કરે છે તે તેઓએ દર્શાવી આપ્યું, કે જેથી તે સ્પષ્ટ અને ચોકસરીતે સમજાવી શકાય અને આ રીતે બીજાને શિખવી શકાય.

કર્મનો સિદ્ધાંત હાથ ધરી, સાયન્સ કુદરતના નિયમો સંબંધી જે જ્ઞાન આપે છે, તેની સાથે તે સિદ્ધાંત સંગત (અવિરોધી)

છે એમ બતાવવાને હું પ્રયત્ન કરીશ. સાયન્સ જે તત્ત્વોને આ સ્થૂલ દુનિયાના સંબંધમાં પુરવાર કરે છે, તેજ તત્ત્વોને કર્મનો નિયમ માનસિક અને નૈતિક દુનિયાના સંબંધમાં શિખવે છે તે હું દર્શાવીશ; પછી પ્રાચીન પુસ્તકોના આધારે કર્મનો નિયમ કેવી રીતે જગતમાં વર્તે છે તે સંબંધમાં ધર્મશાસ્ત્ર શું કહે છે તે હું બતાવીશ, અને તે નિયમ કેવી રીતે કામ કરે છે તે હું જણાવીશ. અને આ રીતે તમારૂં ભવિષ્ય તમે કેવી રીતે બાંધી શકો, અને આ સિદ્ધાંતોનો બરાબર અમલ થાય તો તમે કેવી રીતે તમારા ભવિષ્યના નિયંતા થઈ શકો તે હું દેખાડી આપીશ.

પ્રથમ સાયન્સને કર્મ સાથે શો સંબંધ છે, તે આપણે ટુંકાણમાં વિચારીશું કર્મનો સામાન્ય અર્થ કાર્ય એવો થાય છે, પણ ઘણુંખરૂં તે અર્થમાં તે શબ્દ વપરાતો નથી, પણ તે કાર્યના પરિણામના અર્થમાં તે શબ્દનો ઉપયોગ થાય છે. દાખલા તરીકે શ્રી કૃષ્ણ શીખવે છે કે જ્ઞાનવડે કર્મ બાળી શકાય; વળી બીજે સ્થળે તે જણાવે છે કે માણસ (એવી રીતે વર્તે કે તે) ને કર્મબંધ ન થાય. કર્મનું મૂળ 'ઈચ્છા' છે, અને જેવું ફળ માણસ ઈચ્છે છે તેવું ફળ તેના કાર્યનું થાય છે. સાયન્સ, નિયમો ( laws ) ના સંબંધમાં પ્રથમ એ વાત પ્રતિપાદન કરે છે કે કુદરતનો કોઈ પણ નિયમ બદલી શકાય નહિ. માણસ ગમે તેવો પ્રયત્ન કરે તોપણ તે નિયમ કોઈથી ભંગાય નહિ, બદલાય નહિ, અને તેમાં ફેરફાર થઈ શકે નહિ. બરાબર નિયમ પ્રમાણે અને નિયમથી વિરૂદ્ધ નહિ—સઘળા બનાવો બનવા જોઈએ. કુદરતના કાયદા આપણી ચારે બાજુએ કાર્ય કરી રહ્યા છે, અને તે નિય-

મોની હદમાં રહીને આપણે કાર્ય કરી શકીએ. જ્યારે સાયન્સ આવી વિશાળ પ્રતિજ્ઞાઓ પ્રતિપાદન કરે છે, ત્યારે મનુષ્યના મન ઉપર પ્રથમ અસર એ થાય છે કે જો આ વાત સત્ય હોય તો માણસ એક અનાથ અને નિરાધાર પ્રાણી છે; તેની આસપાસ વર્તતા નિયમોને આધીન છે, તેઓના પંજામાં તે કેવળ નિરાધાર અને ઉત્સાહ વગરનો થાય છે. જો એમ જણાવવામાં આવે કે નિયમ બદલી શકાય નહિ, નિયમો આપણી ચારે બાજુએ આવી રહેલા છે, અને આપણી જીંદગીનું દરેક કાર્ય નિયમને આધીન છે, તો તો આપણે ખરેખર પુતળાં સમાન છીએ; આપણે કેવળ સંચા રૂપ છીએ; આપણે નિરાધાર બનીએ છીએ, આપણી સ્વતંત્ર ઈચ્છા નાશ પામી જાય છે, અને માણસ સંજોગોના હાથમાં પવનને લીધે આમ તેમ ડોલતા સુકાન વગરના વ્હાણ જેવો એક અશક્ત પ્રાણી ઠરે છે. સાયન્સની શોધોથી નિયમોની અચળતા લોકોના જાણવામાં આવી, ત્યારે પ્રથમ તેમના પર આવા પ્રકારની અસર થઈ. હમારા યુરોપીઅન શિક્ષકોએ એમ જણાવ્યું કે સાયન્સની શોધો પ્રમાણે માણસ એક સંજોગોને આધીન પુતળા સમાન છે; તેનું શરીર ટેવનું પરિણામ છે; તેનું મન તેની પરિસ્થિતિનું ફળ છે, કેળવણી એ સર્વસ્વ છે, તેના માબાપે આપેલા શરીરપર તેના ગુણો આધાર રાખે છે, અને જે સંજોગોમાં તે જન્મ્યો તે સંજોગો પ્રમાણે તે ગુણો કેળવાય છે કે વૃદ્ધિ પામે છે. આ પ્રમાણે કેટલાક વખત સુધી શિખવવામાં આવ્યું અને આ વિચારોને વિચારકોએ પણ અંગીકાર કર્યા, પણ જેમ જેમ સાયન્સ આગળ વધતું ગયું તેમ તેમ નિયમનું સ્વરૂપ વિશેષ વિશેષ સારૂં સમજાવા લાગ્યું.

સાયન્સના આગળ વધવાની સાથે લોકોને જણાયું કે નિયમ અચળ છે, એ બાબત માણસોને નિરાધાર અને અનાથ બનાવવાને બદલે, સર્વસત્તાવાન્ બનાવે છે; અને જેમ માણસનું જ્ઞાન વૃદ્ધિ પામતું જાય તેમ તેમ તે નિયમો તેને આધીન વર્ત્તતા થાય છે; અને તેની ઈચ્છાને અમલમાં મૂકનારા નીવડે છે. કારણ કે એવી પણ શોધ કરવામાં આવી છે કે આ કુદરતના નિયમોને એક બીજાની સામે લડાવી શકાય. અને જો કે કોઈ પણ નિયમ બદલી શકાય નહિ પણ તેની અચળ ક્રિયા અને તે ક્રિયાનું જ્ઞાન માણસને બીજા નિયમોનો ઉપયોગ કરતાં શિખવે છે. આ રીતે પોતાના તે જ્ઞાનથી, તે કુદરતના સઘળા કાયદામાંથી એક કાયદાને બીજાની સામે મૂકીને માણસ ચોકસ કામ કરી શકે છે. અને તે કાર્યવડે આવનારા પરીણામનું પણ સંપૂર્ણ જ્ઞાન તેને આ રીતે પ્રથમથી થાય છે. દરેક સાયન્સ આ સત્યો પર રચાયેલું છે. નિયમની અચળતા સિવાય સાયન્સ ટકી શકેજ નહિ; કારણ કે તેના સિવાય અમુક પ્રકારના કાર્યનું અમુક પરિણામ આવ્યું એમ કદાપિ ચોકસ રીતે કહી શકાય નહિ. તમારી શાળાઓમાં જે રસાયન શાસ્ત્ર (Chemistry) તમે શીખો છો, તેમાંથી એક દાખલો લેઇએ. જો કુદરતના નિયમ અવિચળ ન હોય તો કોઈ પણ પ્રયોગ શી રીતે કરી શકાય ? કોઈ પણ પ્રયોગ કરવામાં સહીસલામતીનો આધાર શી રીતે રાખી શકાય ? સંયોગના નિયમો બદલાય નહિ તેવા છે તે કારણથી, જૂદા જૂદા તત્ત્વોનાં લક્ષણો બદલાતાં નથી; તે કારણથી તથા નિયમ અવિચળ છે તે કારણથી જે પરિણામ પ્રયોગદ્વારા પોતે લાવવાનો છે તેનો આગળથી તે ખ્યાલ લાવી શકે. તે જાણે છે કે જુદાં જુદાં તત્ત્વોનો સંયોગ

થાય, અને તેના તેજ સંજોગોમાં અમુક તત્ત્વોનો સંયોગ કરવામાં આવે તો અમુકજ—અને બીજું નહિ—પરિણામ આવશે, એમ તે બેધડક માને છે. તે સંબંધમાં તે શંકા ધરતો નથી, ભય રાખતો નથી; પણ સંપૂર્ણ આધિનપણાથી તે કુદરતપર વિશ્વાસ રાખે છે. જો પરિણામમાં કાંઈ ફેરફાર માલૂમ પડે તો તેનું કારણ તે પ્રયોગ કરવામાં કાંઈ ભૂલ થયેલી હોવી જોઇએ, એમ તે માને છે. નિયમ તો અવિચળ છે, કાંઈક નવું કારણ ઉત્પન્ન થવા પામ્યું હશે કે જેને લીધે ધારેલું પરિણામ ન આવી શક્યું, એમ તે જાણે છે. આ ઉપરથી ફલિત થાય છે કે નિયમની અવિચળતા ઉપર સાયન્સનો પાયો રચાયેલો છે. રસાયનશાસ્ત્રી, વિદ્યુત્‌શાસ્ત્રી અને બીજા તેવા સાયન્સદ્વારા કાર્ય કરનારાઓ અમુક ઉદ્દેશ જે તેઓ અગાઉથી જાણી શકે છે તે લક્ષમાં રાખી કાર્ય કરે છે. કારણ કે કુદરતના નિયમોનું જ્ઞાન, જે પરિણામ તેઓ લાવવાના છે તે આગળથી ચોકસ રીતે જાણતાં તેમને શિખવે છે. હવે માનસિક અને નૈતિક પ્રદેશમાં આ નિયમની અચળતાનો સિદ્ધાંત કેવી રીતે કાર્ય કરે છે તે જુઓ. રસાયનશાસ્ત્રી તમને જણાવે છે કે "જો તમે હાઇડ્રોજન અને ઓક્ષીજન નામના બે વાયુ એકઠા કરો તો અમુક હવાના દબાણ અને ઉષ્ણતાની સ્થિતિમાં તમને પાણીજ મળશે અને પાણી સિવાય બીજુ કાંઇ મળશે નહિ." તેજ રીતે આત્મિકજ્ઞાનવાળો પણ નિઃશંક રીતે જણાવે છે કે, "અમુક રીતે તમે **વિચાર** કરશો તો તમારા **ચારિત્ર** પર આવાજ પ્રકારની અસર થશે, અને બીજા પ્રકારની થશે નહિ, જો તમે **આવી** ઇચ્છા કરશો તો **આવુંજ** પરિણામ આવશે, અને બીજા પ્રકારનું પરિણામ આવશે નહિ. જો તમે અમુક રીતે **વર્ત્તશો** તો તમારા કાર્યનું ફળ **આવું** આવશે અને બીજું નહિ આવે."

આ ઉપરથી તમને જણાશે કે આપણે સાયન્સની સાથે આ બાબતમાં સમાનકક્ષામાં આવેલા છીએ, અને વિશ્વના દરેક પ્રદેશમાં–સ્થૂળ, માનસિક કે નૈતિક પ્રદેશમાં—એક સરખી રીતે નિયમ અવિચળ માલૂમ પડે છે. કુદરતનો નિયમ અચળ છે, કારણ કે તે તેના સ્વભાવનો આવિર્ભાવ છે. અને જે ખેડુત ડાંગર વાવે છે તે સારી રીતે સમજે છે કે તે વાવેતરથી ડાંગરનો પાક થશે, અને બીજા કોઇ ધાન્યનો પાક થશે નહિ. તેજ રીતે માણસો વિશ્વને ચલાવનારા નિયમો સમજીને અને તે નિયમ પ્રમાણે વર્તીને ગુણો, સંજોગો અને ભવિષ્ય વાવી શકે.

તે નિયમ વ્યવહારમાં કેવી રીતે વર્તે છે તે જણાવવું એ હવે બીજું પગલું છે. પ્રથમજ મારે જણાવવું જોઇએ કે માણસ અનેક તત્ત્વોનો બનેલો છે. પણ આજનો વિષય બરાબર સમજવાને કુદરતનાં નિયમના ત્રણ વિભાગ પાડીએ તો ચાલી શકશે. (૧) સ્થૂળ નિયમ કે જે આ સ્થૂલ ભુવનને લગતો છે; (૨) બીજો વિભાગ તેની ઇચ્છાઓ, વાસનાઓ, બાહ્ય પદાર્થો મેળવવા લલચાય છે. તે તેનો વાસના સ્વભાવજ છે. આપણે કહીએ છીએ કે માણસ સત્તાને ઇચ્છે છે, ફતેહની ઇચ્છા રાખે છે, તે ધન મેળવવા અથવા બીજી અનેક વસ્તુઓ પ્રાપ્ત કરવા ઇચ્છે છે. દરેક બાબતમાં માણસની ઇચ્છા બાહ્ય સૃષ્ટિના પદાર્થો ભણી આકર્ષાય છે; આ ઉપરથી જણાય છે કે માણસને સ્થૂળ શરીર છે, બાહ્ય પદાર્થોનો ઉપભોગ કરવાને ઇચ્છા રાખતો અંતરનો સ્વભાવ છે, અને જે વડે તે વિચારી શકે છે તે માનસિક સ્વભાવ છે.

જો કે મનુષ્યના સ્વભાવનું આ સંપૂર્ણ પૃથક્કરણ નથી, પણ આજનો વિષય સમજવાને આટલો વિભાગ ચાલી શકશે. માણ-

સના સ્વરૂપના આ ત્રણ વિભાગો બરાબર તમારા મનમાં રાખો, એટલે કર્મના નિયમનું વિવેચન તમે બરાબર રીતે સમજી શકશો. માણુસનો માનસિક સ્વભાવ પ્રથમ આપણે વિચારીએ; કારણુ કે તે ભવિષ્ય બાંધવામાં બીજા બધા કરતાં વિશેષ અગત્યનો ભાગ ભજવે છે. તમે પ્રતિદિન વિચાર કર્યા કરો છો. તમે શુભ યા અ-શુભ અનેક વિચારોને દરરોજ જન્મ આપો છો. કેટલાક વિચારો પ્રેમના હોય છે કે કેટલાક દ્વેષના હોય છે. કેટલાક નમ્ર અને કેટ-લાક સખ્ત હોય છે. કેટલાક પવિત્ર અને કેટલાક અશુદ્ધ હોય છે. તમારો માનસિક સ્વભાવ મોટા એન્જીનની માફક એક પછી એક વિચારને નિરંતર બહાર મોકલ્યાં કરે છે. તમારી જાગૃત અવસ્થાની દરેક ક્ષણે તમે વિચાર કરો છો, અને તે વિચારો વડે ચેતનમય શક્તિઓ ( living forces ) ઉત્પન્ન કરો છો. કારણુ કે દરેક વિચાર એ મોટી શક્તિ છે; મોટું બળ છે. દરેક વિચાર એ જીવતી વસ્તુ છે; અને જેવો તમે વિચાર કરો છો તેવાજ તમે એક ચેતનવાળી શક્તિ પેદા કરો છો, જે શક્તિ માનસિક ભુવનના પરમાણુઓ ગ્રહણ કરી આકારવાળી થાય છે. તમારા વિચારોની આકૃતિઓ ઉત્પન્ન થાય છે, અને જેઓએ સ્થૂળ ભુવ-નની પેલી પારની સૂક્ષ્મ પ્રકૃતિ જોવાની શકિત ખીલવેલી હોય છે, તેઓ તે આકૃતિઓને જોઈ શકે છે.

માણુસ જ્યારે વિચાર કરે છે તે વખતે અદૃશ્ય સૃષ્ટિમાં જોવાની શકિત ધરાવનારાઓને તેના શરીમાંથી નીકળતા રંગો અને આકૃતિઓ નજરે પડે છે. તે વિચારના સ્વરૂપ ઉપર—બુ-દ્ધિવડે ચાલતા મનોવ્યાપારના સ્વરૂપ ઉપરજ—તે રંગોની સુંદરતા કે અસુંદરતાનો આધાર રહેલો છે. માનસિક પ્રકૃતિના ( પ્રોફેસર

કલીફર્ડના શબ્દોમાં કહીએ તો મનોદ્રવ્યના ) બનેલા આ વિચારોનું ચૈતન્યને ભાન થાય છે. આ વિચારો તેના ઉત્પન્નકર્ત્તાની આસપાસ આવી રહે છે, અને બીજાઓને પણ અસર કરે છે. સાથે રહેનારાં બે માણસોના અથવા સંપૂર્ણ પ્રેમ ધરાવનારા દંપતીના વિચારો એક બીજાને કેવી રીતે અસર કરી શકે છે, એ કદી તમે તપાસ્યું છે ? એક પણ શબ્દ બોલ્યા વિના એક મગજમાંથી બીજા મગજમાં વિચારો કેવી સહેલાઈથી અને ઝડપથી પસાર થાય છે ? તમારો કોઇ વ્હાલામાં વ્હાલો મિત્ર હોય જેની સાથે તમારી સંપૂર્ણ દિલસોજી હોય, તે અને તમે કેટલી બધી વાર એકજ બાબતનો વિચાર કરતા હો છો અને તેથી જ્યારે તમારો મિત્ર વાત કરવાનો પ્રારંભ કરે છે, ત્યારે તમે જણાવો છો કે "હું તેજ વિષય પર બોલવા જતો હતો, હું તેજ પ્રશ્ન વિચારવાની તૈયારીમાં હતો ! "

કારણ કે વિચાર એ સૂક્ષ્મ શકિત છે, અને સૂક્ષ્મ પ્રકૃતિદ્વારા કાર્ય કરે છે અને શબ્દો બોલ્યા સિવાય માણસોનાં મનને અસર કરે છે. બાહ્ય છાપ સિવાય પણ તે મનમાં આકૃતિઓ ઉત્પન્ન કરે છે. દરેક માણસ જાગૃત અવસ્થાની હરેક ક્ષણમાં આવી આકૃતિઓને જન્મ આપે છે. તેનું શું પરિણામ આવે છે તે હવે આપણે વિચારીએ. તેનું પરિણામ બે પ્રકારનું આવે છે. પ્રથમ તેના પોતાના પર આવે છે. માણસ જ્યારે વિચાર કરે છે, ત્યારે જે આકૃતિઓ તે ઉત્પન્ન કરે છે તે તેના માનસિક બંધારણને અસર કરે છે અને એક પ્રણાલિકા બાંધે છે, કે જેમાં તેના ભવિષ્યના વિચારો ઝટ દોડે છે. તમે કોઈ માણસને લોઢાના જુદા જુદા ઘાટો બનાવતા જોયા છે ? તેઓ લોઢાને ભઠ્ઠીમાં કેવી રીતે ગાળે છે, રેતીના

આકારો અથવા બીબાં બનાવે છે, અને તે બીબાંઓમાં લાલચોળ તપાવેલું અને પ્રવાહી આકારનું લોઢું રેડે છે, અને જ્યારે તે લોઢું ઠંડું થઈ સખ્ત થઇ જાય છે, ત્યારે તે રેતીના બીબાંનો આકાર ધારણ કરે છે. તે રેતીનાં બીબાંને ભાગી નાખવામાં આવે છે, અને રેતીમાં બનાવેલા બીબાના આકારનું ચોકસ અને સખ્ત તે લોઢું બને છે. હવે વિચારો પણ લગભગ તેજ રીતે કાર્ય કરે છે ? જેવો વિચાર ઉત્પન્ન થાય છે તેવો તે માનસિક ભુવનમાં દોડતો જણાય છે. ત્યાં આકૃતિના સંબંધમાં આવે છે, અને તેમાં તે પ્રવેશ કરે છે. તે સૂક્ષ્મ પ્રકૃતિ એવા પ્રકારની છે કે દરેક વિચાર દર્શાવવાનું બીબું અથવા આકૃતિ ત્યાં ઉત્પન્ન થઇ જાય છે, તે વિચાર તે આકૃતિ ધારણ કરે છે, અને મુકાબલે સ્થાયી થાય છે. તમે જોઈ શકશો કે તેવાજ પ્રકારનો વિચાર કરવાને માણસ ફરીથી દોરવાય છે, અમુક પ્રકારે વિચાર કરવાની તેને ટેવ પડે છે. જ્યારે તમે કોઈ બાબતનો ઘણા દિવસ સુધી વિચાર કર્યો હોય છે, ત્યારે તમે તમારી ઇચ્છા સિવાય અથવા તમારી ઈચ્છાશકિતના ઉપયોગ સિવાય, તેવોજ વિચાર કરવા મંડી જાઓછો. આ બાબત, તેનું કારણ સમજ્યા વિના પણ ઘણીવાર તમારા જોવામાં આવી હશે. તમારૂં મન તમારા ભાન સિવાય પણ તે વિષય બાબત ભણી દોડે છે. ધારો કે તમારો વિચાર કોઇ તત્ત્વજ્ઞાનના સિદ્ધાંત ઉપર તમે સ્થિર કરો છો, અને જ્યારે તે બાબતનો તમે બહુવાર વિચાર કર્યો હોય છે, ત્યારે તે બાબતનો વિચાર કરવાનું કામ બહુ સરળ થઇ જાય છે. ધારો કે તમારો વિચાર કોઈ ધંધા સંબંધી ચિંતાનો છે. હવે જ્યારે તમે ઘેર નિરાંતે બેઠા હો, અને જ્યારે તમે બીજી બાબતો તરફ તમારૂં મન દોરવતા હો, તે વખતે પણ આખા દિવસમાં

તૈયાર કરેલી ચિંતાની પ્રણાલિકામાં તમારા વિચારો, તમારી આજ્ઞા વિના પણ, એકાએક દોડી જતા જણાશે.

આ વિચારની આકૃતિઓ તેમને ઉત્પન્ન કરનારા મન ઉપર સંપૂર્ણ સત્તા ચલાવે છે. તેમને ઉત્પન્ન કરનારી શક્તિઓનું ઉપરીપણું તે આકૃતિઓ ભોગવે છે; અને તેનું પરિણામ એ આવે છે કે માણસને અમુક પ્રકારની મનની ટેવ પડી જાય છે; અને માણસના મનનું વલણ એવા પ્રકારનું થઇ જાય છે કે તે કશાથી ફેરવાતું નથી. નવા વિચારો તેને અસર કરી શકતા નથી. તેનું મન એવા દ્રઢ અને સખ્ત આકારનું બંધાયેલું છે કે કોઇપણ નવો વિચાર તેમાં ફેરફાર કરી શકતો નથી. તે આકાર એટલો બધો ઘટ અને દ્રઢ હોય છે કે નવી શક્તિ તેને બદલવાને સમર્થ થતી નથી. હવે આવો માણસ મરણ પામે ત્યારે શું પરિણામ આવે છે? જ્યારે માણસ મરણ પામે છે ત્યારે તેનું મન મરણ પામતું નથી, શરીરના મરણની સાથે તેના વિચારની આકૃતિઓ નાશ પામતી નથી. મન અદ્દશ્ય સૃષ્ટિમાં ચાલ્યું જાય છે, અને તેના વિચારો—તેની ગઈ જીંદગીમાં તેણે કરેલા વિચારો એક માનસિક શરીર બનાવે છે. જે શરીરમાં તે વિચારો વચલાભુવનમાં રહે છે. જો તે વિચારો પવિત્ર અને ઉમદા હોય, પ્રેમાળ તને નમ્રતાભર્યા હોય, તો મન તે વિચારોને સ્વર્ગના ભુવન પર લેઇ જાય છે; અને ત્યાં સ્વર્ગીય ભુવનમાં, જેવી રીતે કોઈ કારીગર આરસપહાણમાંથી કોઇ આકૃતિ ઘડી કાઢે તેમ, મન તે સઘળી વિચારની આકૃતિઓ પર કામ કરે છે, અને તેમાંથી મનની શક્તિઓ અને મનનું વલણ બાંધે છે, જે ભવિષ્યની સર્વ જીંદગીઓમાં આત્માની મીલ્કતરૂપ થાય છે. અને જ્યારે માણસ પૃથ્વીપર ફરીથી

જન્મ લે છે, જ્યારે ફરીથી: જીવ આ મનુષ્ય દેહ ધારણ કરે છે, તે વખતે ભૂતકાળમાં જે માનસિક શક્તિઓ મને ઉત્પન્ન કરી હતી, અને જે શક્તિઓને તેણે ( આત્મા એક જન્મ પછી બીજો જન્મ લે તે વચલી સ્થિતિમાં ) ખીલવી હતી, તે સાથે તે જન્મ લે છે. તે બાળક ભૂતકાળની પોતાની શક્તિઓને બરાબર મળતી આવતી શક્તિઓ સાથ જન્મ ધારણ કરે છે, અને પર્વ ભવમાં માનસિક શક્તિઓ જેટલી ખીલવેલી તે નવા ભવમાં બતાવે છે. આ કારણથીજ છાંદોગ્યોપનિષદ્‌માં લખેલું છે કે, '**માણસ વિચારની કૃતિ છે!**' જેવો માણસ વિચાર કરે છે, તેવો તે થાય છે. તમારા ચારિત્રના સંબંધમાં, તમારી માનસિક શક્તિઓના સંબંધમાં તમારી ભવિષ્યની જીંદગી કેવા પ્રકારની થશે, તે તમે હાલના તમારા વિચારો ઉપરથી અનુમાન બાંધી કહી શકો. જો તમે તમારી માનસિક શક્તિઓ હાલમાં ઉમદા રીતે વાપરતા હો, જો તમે તેમનો સદુપયોગ કરતા હો, લોકોના ભલાને વાસ્તે તેનો ઉપયોગ કરતા હો, જો તમે તે માનસિક શક્તિઓનો ઉપયોગ શુદ્ધ, પવિત્ર અને સન્માર્ગને લગતા વિચારો કરવામાં કરતા હો અને આ રીતે તેનો સતત ઉપયોગ કરીને તમે તે શક્તિઓને મજબુત બનાવો તો કુદરત તમને તમારા લાયક શક્તિઓ અર્પશે.

જે બીજ તમે રોપો છો તેનાં ફળ કુદરત તમારી પાસે લણાવશે. અને જો ઉપર પ્રમાણે તમે વિચાર કર્યો હશે તો વધારે વિશાળ બુદ્ધિ સાથે, વધારે સારી તર્કશક્તિ સાથે, વધારે તિક્ષ્ણ વિવેકબુદ્ધિ સાથે; વધારે ઉમદા માનસિક બંધારણ સાથે, અને વધારે ઉચ્ચ પ્રકારની માનસિક શક્તિઓ સાથે તમે જન્મ પામશો. આમ કરવાને બદલે જો હલકી અને અધમ બાબતોમાં તમે તમા-

રા વિચારો દોરવો, જો તમે તમારા વિચારોને તમારા વિકારો અને હલકી સ્વાર્થવૃત્તિના ગુલામ બનાવો, તો તમે આ બાબતમાં પણ જેવું વાવશો તેવું લણશો. તમે જેવા વિચાર કરશો તેવા તમે થશો. અને તમે હલકી માનસિક શકિતઓ સાથે, દુરાચારી વાસનાઓ સાથે, આવતા ભવમાં જન્મશો, અને તમારી ભવિષ્યની આખી જીંદગીમાં તમે પોતેજ બનાવેલા મનના હલકા વિચારો સાથે, તમારે ભારે યુદ્ધ કરવું પડશે. તમે પોતેજ બનાવેલા માનસિક શરીર સાથે (અને બીજા કોઇ સાથે નહિ) તમારે લડવું પડશે. આપણે જોઇએ છીએ કે માણસના વિચારો તેનું ચારિત્ર બાંધે છે. માણસનો અંતર સ્વભાવ વિચારોથી બંધાય છે. માણસ બુદ્ધિમાં તથા નીતિમાં કેવા પ્રકારનો થશે તેનો આધાર તેના વિચારો પર રહેલો છે.

ભવિષ્યના સંબંધમાં જેવી જેવી તે ઇચ્છાઓ કરે છે તે તે ઇચ્છાઓ તેને જન્મવાનું સ્થાન અને તેના સંજોગો ઉત્પન્ન કરે છે. આ સંજોગો અને સ્થાન તેને અમુક પ્રસંગોમાં લાવે છે અને તેણે બનાવેલી શકિતઓનો વ્યય કરે છે. ધારો કે દાખલા તરીકે તમે ધન મેળવવાની અત્યંત તૃષ્ણા રાખો છો, ધારો કે તમારા સઘળા વિચારો તે તૃષ્ણા તરફ દોરાય છે; તમે તેને સારૂ પ્રયત્ન કરો છો, તે બાહ્યપદાર્થ–ધન તમારે જોઇએ છે, તમે તેને વાસ્તે અમુક યોજનાઓ ઘડો છો, અને તે પ્રમાણે ચાલો છો, તમે કેટલીક યુકિતઓ રચો છો, તે વાસ્તે કદાચ તમે અન્યાયથી વર્તો છો, ધન મેળવવાના પ્રબળ ઉત્સાહમાં તમે તમારા પડોશીઓને હેરાન કરો છો; તમે ધન મેળવ્યા સિવાય મરણ પામો, તો પણ ધન પ્રાપ્ત કરવાની શકિત તો તમે મેળવી છે. તમારા વાસનાસ્વરૂપમાં ધન

મેળવવાની શક્તિ રહેલી છે, તેથી કરીને તમે એવી શક્તિ સાથે બીજા ભવમાં જન્મ લેશો કે જે શક્તિને લીધે તમે તમારી ઈચ્છા વાસનાના પદાર્થો તરફ દોરવાશો. ભવિષ્યમાં તે પદાર્થ તમે મેળવશો, અને ધન પણ પ્રાપ્ત કરશો. વાસનાના એક પદાર્થ સારૂ આખી જીંદગી અર્પણ કરી દેવી એ ખરેખર કમભાગ્ય છે; કારણ કે ભવિષ્યની જીંદગીમાં એ ઈચ્છાનો પદાર્થ ભૂતની માફક તમારી આસપાસ ભમ્યાં કરે છે.

કેટલીકવાર મને એવો વિચાર આવે છે કે માણસો ધનના લોભથી શું કરે છે તેનો જો તેમને ખ્યાલ આવતો હોય, ધન મેળવવાની ઈચ્છાથી તેઓ કેવળ પોતાની હાલની જીંદગી સંકુચિત અને દુઃખી અને કેટલીકવાર અપ્રમાણિક અને પાપનો ડર નહિ રાખનારી બનાવે છે, આ જો તેઓ જાણતા હોય, તેમજ તેઓનું ભવિષ્ય તેઓ પોતેજ રચે છે અને ધન મેળવવાની ઈચ્છા તેમના હૃદયમાં દ્રઢ કરેલી લેઈને તેઓ આવે છે અને તે ઈચ્છા તેમને આ જીંદગીના હલકા અને નીચ માર્ગ ભણી લેઈ જાય છે, અને આવું ભવિષ્ય તેમને વાસ્તે તૈયાર રહે છે. આ સર્વ જો તેમના જાણવામાં આવે તો તેઓ જરૂર તેનો ત્યાગ કર્યા વિના રહે નહિ; કારણકે આત્માની અપેક્ષાએ વિચારતાં આ સર્વ તદન હલકું અને તુચ્છ જણાય છે.

અથવા ઉચ્ચપદવીની ઈચ્છાનો દાખલો લેઈએ. પોતા જાતિભાઈઓ ઉપર ઉપરીપણું—રાજ્ય કરવાની સત્તા, બીજાને દાબમાં રાખવાનો અધિકાર, બીજાઓને દોરવાની પદવી, કેવળ ઉપભોગને વાસ્તેજ નહિ પણ બીજાની જીંદગીઓ પોતાના કાબુમાં રહે

તેવી પદવીની સ્વાર્થી ઇચ્છા—આ સર્વ મેળવવાને વાસ્તે જો માણુસની ઇચ્છાઓ લાગેલી હોય, અને જો તે માણુસ ખંતથી અને ચોકસ રીતે તેને વળગ્યો રહે—તેનું હૃદય તે બાબતપર સ્થિર કરે—પોતાની જીંદગી તે બાબતમાંજ ગાળે તો બીજા જન્મમાં તેને તે સત્તા ફળ તરીકે મળશે. જે સ્થળે તેની ઈચ્છા તૃપ્ત થાય તે સ્થળે તે જન્મશે. મહાન્ રાજા તરીકે ગણાતા નેપોલીયનનો દાખલો તમે સારી રીતે જાણો છો. પૂર્વ જન્મની તેની ઈચ્છાઓને લીધે તેને વાસ્તે એવું જીવન નિર્મિત થયું કે રૂધિરસ્ત્રાવ, દુઃખ અને હરેક પ્રકારના અપરાધોથી માર્ગ કરી તે ફ્રાન્સના રાજ્યાસનપર ચઢયો. પણ તેનું જીવન લોકોને અંગત પદવીની સ્વાર્થ વૃત્તિ નહિ જાગૃત કરવાની ચેતવણી આપે છે; આવા પ્રકારની ઈચ્છાઓને નહિ પોષવાને આપણને બોધ આપે છે. હજુ પણ માણુસ જો ઇચ્છે તો તેવો માર્ગ પસંદ કરી શકે, અને હજુ પણ જો તે તેવી ઈચ્છા કરે તો જે સ્થળમાં તે ઇચ્છા તૃપ્ત થાય તેવા સ્થળમાં તે જન્મ લેશે.

તમારી હાલની ઈચ્છાઓથી તમારૂં ભવિષ્યનું જીવન તમે પસંદ કરો છો; દાખલા તરીકે તમારામાંના ઘણાખરા ઇચ્છે છે તેમ જો તમે એવી ઈચ્છા કરો કે પાશ્ચાત્ય મોજશોખની વસ્તુઓ, પાશ્ચાત્ય સુધારો, અને પાશ્ચાત્ય જડવાદ અહીંયાં પણ આવે, અને એવી બીજી અનેક બાબતો જો તમે ઇચ્છો તો તમે શું કરો છો તેનો તમને ખ્યાલ છે? જ્યાં તમારી ઈચ્છા તૃપ્ત થઈ શકે તેવા તે દેશોમાં તમારા જન્મને વાસ્તે તમે તૈયારી કરો છો. તમારી ઈચ્છાના પદાર્થો જે દેશોમાં મળી આવે તે સ્થળમાં તમારો જન્મ થાય, એવી તમે ગોઠવણ કરો છો, અને આ રીતે તમારા હાલની પ્રબળ ઈચ્છાઓથી તમારૂં ભવિષ્યનું જીવન તમે રચો છો—નિર્મિત કરો

છે. પાશ્ચાત્ય રીતભાતો અને પાશ્ચાત્ય લોકોના રીવાજોથી મોહિત થયેલા યુવકોને હું કેટલીક વાર તેજ કારણથી જણાવું છું કે, "જરા ધીરજ રાખો, આધ્યાત્મિક જીવન અથવા આધ્યાત્મિક ભવિષ્યને વાસ્તે યોગ્ય એવો જે આ એકજ દેશ છે, ત્યાં પાશ્ચાત્ય સુધારા લાવવાને ઇચ્છતા નહિ."

"જરા ધીરજ રાખો, જે સુધારાને વાસ્તે તમે બધા ઇંતેજાર છો, અને (તમારા ગયા ભવમાં તમે પાશ્ચાત્ય દેશોમાં જન્મ લીધેલો હોવાથી) જેનો ઉપભોગ કરવાને તમે પ્રબળ ઇચ્છા દાખવો છો, તે તમારી સુધારાની ઇચ્છા થોડા સમયમાં તૃપ્ત થશે. કારણ કે જે ભૌતિક (Material) સુધારાની તમે લાલચ રાખો છો, તેની વચમાંજ તમારો જન્મ થશે, જડવાદની અસર અનુભવ્યા વિના તમે રહી શકો; પણ તમારા આવતા જન્મ સુધી જરા થોભો. કારણ કે ત્યારે તમે માંસ ખાતા થશો અને દારૂ પીતા થશો, અને તમારી મૂર્ખા-ઇભરેલી વાસનાઓએ તમને પ્રેર્યા પ્રમાણે મોજશોખવાળા ઘરમાં તમે રહેશો." (ખુશાલીના પોકારો).

પણ હજુ આપણે માણસનું ભવિષ્ય રચવામાં સહાય કરતું એક ઉપયોગી તત્ત્વ છોડી દીધું છે. તે તેના કાર્યોનું પરિણામ છે. આપણાં કાર્યો આપણા આડોશીપાડોશીઓને સારી અથવા નરતી અસર કરે છે, કાં તો તેમને સુખ કે કાં તો દુઃખ આપનારાં નીવડે છે.

આપણાં કાર્યોથી બીજાને આપણે કરેલું સુખદુઃખ કુદરતને ત્યાં જમા થાય છે અને કુદરત ભવિષ્યમાં આપણને તે પાછું આપે છે. જે માણસો પોતાની આસપાસના માણસોમાં, કુટુંબમાં, શહેરમાં કે દેશમાં સુખશાંતિ ફેલાવે છે તેનો એક દાખલો આપણે

વિચારીએ. લોકોમાં બહુજ સુખ ફેલાવનારા તરીકે તે ગણાય છે. તે શુભ આશયથી તે કામ કરે છે કે હલકા આશયથી તે આપણે અત્રે વિચારતા નથી; પણ હાલ તો તેના બાહ્ય પરિણામ તરફ નજર કરીએ. તે ધનની મોટી સખાવતોથી અથવા બીજા કોઈ માર્ગે સુખ ફેલાવે છે. બીજા જન્મમાં તેને સારા સંજોગો રૂપી ફળ મળશે, અને બાહ્ય સુખ આપનારા સંજોગોમાં તેનો જન્મ થશે. તે આ જન્મમાં બીજાને સુખ આપે છે, અને બીજી દુનિયા તેના બદલામાં તેને સુખ આપી તેણે આપેલું પાછું આપે છે. જો તે દુઃખ વાવે છે, તો તે દુઃખ લણે છે. જો તે પોતાના જાતિભાઇઓને બહુજ દુઃખી કરે છે અને પોતાના કુટુંબને, પોતાના મિત્રોને કે પોતાની જ્ઞાતીને દુઃખી અને કંગાલ બનાવે છે, તો તે માણુસ પોતાને વાસ્તે દુઃખી જન્મ મેળવવાની જોગવાઈ કરે છે.

ત્યાં તેને સંજોગો પણ પ્રતિકૂળ મળશે. ત્યાં તેની આસપાસના માણુસો પણ દુઃખી હશે. અને કુદરત જ્યાં ત્યાં તેને નિરાશ અને નિષ્ફળ બનાવશે. તેનો આશય છોડી દઇને ઉપરની હકીકત મેં નિવેદન કરી છે. કારણ કે આશય બાહ્ય પદાર્થોને અસર કરી શકતો નથી. હવે આપણે તેનાં આશય તરફ જરા દૃષ્ટિ ફેરવીએ. અમુક માણુસ સ્વાર્થી વૃત્તિથી બીજાઓમાં સુખ ફેલાવે છે એવું આપણે ધારીએ. દાખલા તરીકે તે માણુસ એક બગીચો જાહેર પ્રજાના ઉપભોગને વાસ્તે ખુલ્લો મુકી દે છે. બગીચો તે શહેરના માણુસોને ઘણું સુખ આપે છે એ તો આપણે સર્વે કહી શકીશું. લોકોને સુખી કરવાના ઇરાદાથી તે આ કામ કરતો નથી. તે લોકોને સુખ થાય કે દુઃખ થાય તેની લેશમાત્ર દરકાર રાખતો નથી. તે પોતાના નામની જોડે રાયબહાદુર કે ખાન બહાદુરનું પુંછડું લટકાવવા

માગે છે, અથવા અમુક ખીતાબ મેળવવા ધારે છે. અને પોતાના સંકુચિત અને સ્વાર્થી જીવનમાં પોતાને જેથી સુખ મળે તેવી વસ્તુ (ખીતાબ વગેરે) મેળવવા ખાતર તે બીજાને આ બગીચો ઉપભોગ વાસ્તે આપે છે.

તેથી કેવું કર્મ બંધાય છે? જે કાર્યથી સુખ ફેલાય તે કાર્ય ઉપર મેં જણાવ્યું તે પ્રમાણે બીજા ભવમાં તેને અનુકુળ સંજોગો લાવી આપે છે.

પણ તેનો **આશય** તેના **ચારિત્રને** અસર કરે છે. તેનો આશય, જે મુખ્ય બાબત છે, તેના આત્માપર અસર કરે છે; અને આત્મા માણુસના સ્વભાવ ઉપર અસર કરે છે, અને તે સ્વભાવ ઉપર મૃત્યુનું રાજ્ય પણ ચાલી શકતું નથી, અને સ્વાર્થી આશય જે પોતાના અંગત ઉપભોગને સારૂ કાંઇક મેળવવાની ઇચ્છા રાખતો હતો, અને જે તેના ચારિત્રને અસર કરે છે, તે આશયનું પરિણામ એ આવે છે કે તે અસંતોષી, જે તે ગ્રહણ કરનારો ( લાલચુ ) અને તેના કાર્યના બદલા તરીકે મળેલા સુખમય સંજોગોમાં પણ દુઃખી થાય છે. શું તમે તમારી જીંદગીમાં આવા બનાવો નથી જોયા? અંગત વૈભવ, ધન અને અનુકૂળ સંજોગોની બાબતમાં મન કલ્પી શકે તે સર્વ મળેલું હોય, છતાં આ સર્વ સમૃદ્ધિની વચમાં જે અસંતોષી અને દુઃખી હોય, જે તેને ન મળ્યું હોય તે મેળવવા મથતો હોય અને જે પોતાને મળેલું હોય તેનો ઉપભોગ કરી શકતો ન હોય એવો કોઈ પુરૂષ શું તમારી નજરે નથી પડયો? પોતાના પૂર્વ ભવમાં ખરાબ આશયથી સારાં કામ કરનારાં આ માણસો હોવા જોઇએ. તેઓએ સ્વાર્થી આશયથી દયાનાં કામ કરેલાં હોવાં

જોઇએ. અને હવે તેઓ તેઓના વિચારનું અને કાર્યનું જુદું જુદું ફળ ભોગવે છે. જો આ કર્મનો નિયમ બરાબર રીતે તમારા સમજવામાં આવે તો મનુષ્યની જીંદગી તમને એક ગુંચવણ ભરેલા પ્રશ્ન રૂપ ભાસશે નહિ. પ્રપંચ અને અસત્યના ગુંચવણ ભરેલા માર્ગમાંથી લેઈ જનારો ભોમીયો તમને મળી જશે, અને ઇશ્વરનું ન્યાયીપણું માણસોની દૃષ્ટિમાં સિદ્ધ થયેલું જણાશે. તમે આ સર્વ બાબતોમાં ભૂતકાળનું પરિણામ ભોગવો છો, તમે ભૂતકાળનું ફળ લણો છો, અને આ રીતે ભૂતકાળનું ફળ વર્તમાન કાળમાં ભોગવતાં તમારૂં ભવિષ્યં તમે વર્તમાનકાળમાં રચો છો. આજ કારણથી હું જણાવું છું કે **માણસનું ભવિષ્ય પોતાના હાથમાં રહેલું છે.**

જ્યાં સુધી તમે અજ્ઞાન હો ત્યાં સુધી તમે તમારી આસપાસ વર્તતી શક્તિઓને સ્વાધીન છો—ગુલામ છો. અમુક અમુક શક્તિઓનું શું પરિણામ આવે છે, તમારી ઇચ્છાનું શું ફળ આવે છે, અને કાર્યનું શું પરિણામ પેદા થાય છે તે તમે જાણતા નથી, અને આ પ્રમાણે નિયમ (law) ના અજાણ હોવાથી તે નિયમની શક્તિઓ તમે વશ કરી શકતા નથી, પણ ઉલટા તમે તેમનાથી ખેંચાઈ જાઓ છો. **તેથીજ ધર્મગુરૂઓએ આપણને મદદ કરવાને પ્રયત્ન કર્યો છે, અને આપણને નિયમો જણાવ્યા છે.** દરેક બાબત સમજવીજ જોઇએ એમ જરૂર નથી. શરીરના પોષણ અર્થે, ખોરાક ઉપયોગી થાય તે માટે, તે ખોરાક કઇ કઈ સ્થિતિમાંથી પસાર થાય છે તે જાણવું અગત્યનું નથી. પણ સાયન્સ આપણને કહી શકે છે કે અમુક ખોરાક નડતો છે; જો તમે અમુક ખોરાક ખાશો તો તમારૂં શરીર તંદુરસ્ત થશે.

જો તમે અમુક બીજો ખોરાક લેશો તો તમારા શરીરને રોગ થશે કે તમે મરી જશો.

રોગ કે તંદુરસ્તી સંબંધી અજ્ઞાન ધરાવનારો તે પુરૂષ કાયદો સમજે કે ન સમજે પણ જેવી રીતે તે તે નિયમ પ્રમાણે ચાલે છે તે પ્રમાણે તે ખોરાક તેના શરીરને અસર કરે છે. અને વિચાર અને ઇચ્છાઓ, જે તેના ઉચ્ચ સ્વભાવનો ખોરાક છે, તે સારાં કે ખોટાં હોય તે પ્રમાણે ખોરાક કે ઝેર રૂપે પરિણામ પામે છે. ધર્મ સંસ્થાપકોએ પ્રતિપાદન કરેલા નિયમોનું જ્ઞાન તો તમે પ્રથમથી ધરાવો છો. હું ફકત તે નિયમ કેવી રીતે વર્તે છે તે સમજાવવાને પ્રયત્ન કરૂં છું, કે તે નિયમના કાર્યના જ્ઞાનથી તમે ગુરૂઓનો ઉપદેશ માનવાને વધારે દોરવાઓ.

તમારામાંથી વધારે વિચારશીલ પુરૂષોને લાભકારી જે જણાય, પણ જે જીંદગીની કીંમત સમજતા નથી તેમને બહુ અગત્યની ન જણાય એવી, એક બાબત આપણે હવે વિચારીશું. તમારામાંના કેટલાક આ પ્રમાણે અંતરમાં પ્રશ્ન પૂછો છો " આ મરણ જન્મમાંથી આપણે શી રીતે મુકત થઈ શકીશું ? જે કર્મનો નિયમ આપણને ફરીથી જન્મ લેવરાવે છે, તે કર્મની સત્તામાંથી આપણે શી રીતે નાશી છુટીશું ? કર્મબંધનથી અને ઇચ્છાઓના બંધનથી જે સ્થળમાં ઇચ્છા તૃપ્ત થાય, તે સ્થળમાં આત્માને ફરીથી આવવું પડે છે, તો તે બંધન શી રીતે ભેદી શકાય ? " તમારામાંના વધારે વિચારશીળ, વધારે ધર્મિષ્ઠ અને વધારે ગંભીર પુરૂષો આ પ્રશ્ન પૂછો છો. અને તેનો જવાબ શ્રી કૃષ્ણના શબ્દોમાં નીચે પ્રમાણે છેઃ—

"જ્ઞાનાગ્નિવડે કર્મબંધન બાળી શકાય, અથવા ભક્તિવડે તેનો ક્ષય કરી શકાય." કર્મ નાશ કરવાના બે માર્ગ છે. કર્મના બંધનમાંથી છુટા થવાના આ બે રસ્તાઓ છે. જો માણુસને જ્ઞાન હોય, અને પોતાનાં ભૂતકાળનાં કાર્યો જોઇ શકે તો તે ભૂતકાળમાં ઉત્પન્ન કરેલી શક્તિઓનો જેથી નાશ થાય તેવી શક્તિઓને તે વર્તમાન કાળમાં પેદા કરશે, અને આ રીતે બંનેનું સમતોલપણું આવશે, અને ફરીથી સામ્યતા જળવાઈ રહેશે. જાણીને કે અજાણતાં આ કામ શી રીતે માણુસ કરી શકે તે હું એક દાખલો લેઇને સમજાવીશ. દરેક મહાન્ ગુરૂએ અપકારને બદલે ઉપકાર કરવાનો બોધ આપેલો છે. મહાન મનુએ કહ્યું છે કે "તમારા શત્રુને ક્ષમા આપો!" બુદ્ધ દેવે જણાવ્યું છે કે 'દ્વેષ દ્વેષથી નહિ; પણ પ્રેમથી નાશ પામે છે,' જીસસ ક્રાઇસ્ટે કહ્યું છે કે "શુભવડે અશુભપર જય મેળવો" તે મહાન્ ગુરૂઓના વાકયોમાં જરા પણ મતભેદ નથી. સર્વે એકજ પ્રકારનો નિયમ શિખવે છે, કારણ કે સર્વે કર્મનો એકજ નિયમ જાણે છે, કે કર્મનો નાશ થઈ શકે છે. ધારો કે અમુક માણુસને તમે ધિક્કાર્યો હોય, અને ધારો કે તે માણુસ તમને ધિક્કારે છે, અને તમારામાં દ્વેષની વૃત્તિ સાથે તમે મરણ પામો છો, તે માણુસ પણ ફરીથી નવો જન્મ ધારણ કરશે, અને જે દ્વેષનું તમારા બન્ને વચ્ચે બંધન થયું, તે દ્વેષના પરિણામ રૂપે તમે એક બીજાને જરૂર હેરાન કરતા રહેશો. હવે તે શી રિતે દુર કરી શકાય? તેના ઉપર પ્રીતિ રાખો, જ્યારે તે તેમને નુકશાન કરે ત્યારે તેને ક્ષમા કરો; જ્યારે તે તમને ઈજા કરે ત્યારે તેનું ભલું થાઓ, એવી ઇચ્છા કરો; તેની અશુભ ઈચ્છાનો પ્રત્યુત્તર શુભ ઈચ્છાથી આપો, તેના ઘાતકી કાર્યનો બદલો

માયાળુ કાર્યથી આપો. આ રીતે કાર્મિક બંધન તમે તોડી નાંખો છો; આ રીતે કર્મના બંધનનો ક્ષય થાય છે. દ્વેષ પ્રેમથી નાશ પામે છે, નુકશાનને સારૂ આપેલી ક્ષમા તે નુકશાનનો અંત આણે છે. જો તમને તમારા ધર્મ સંસ્થાપકોમાં વિશ્વાસ હોય તો તમે આ કાર્ય તેમની આજ્ઞા પ્રમાણે ચાલીને કરી શકો.

નિયમનો બુદ્ધિગમ્ય ખુલાસો જોઈતો હોય અને તે સમજવાની તમારામાં કદાચ શક્તિ ન હોય તોપણ જેવી રીતે બે સરખી પણ વિરૂદ્ધ ગુણવાળી આ જગતની બે શક્તિઓ એક બીજાની સામે થઈ સામ્યતા અને સ્થિરતા ઉત્પન્ન કરે છે, તેજ રીતે જો કોઈ માણસ તમને મારે, અને તમે તેના બદલામાં તેના ભણી પ્રેમ દર્શાવો તો આ વિરૂદ્ધ ગુણવાળી બે શક્તિઓ સાથે મળે છે, ત્યારે એક બીજાની શક્તિનો નાશ કરે છે, અને સમતોલ વૃત્તિ પેદા થાય છે; અને નવું કર્મ બંધાતું નથી, અને ભવિષ્યમાં થવાની હેરાનગતિ જડમૂળથી નાશ પામે છે. પણ જો તમારે કર્મબંધન અટકાવવું હોય તો તમારે **શુભ કે અશુભ બન્ને પ્રકારનાં કર્મ બાંધવાનું બંધ કરવું જોઈએ.** અશુભ કર્મની માફક સારૂં કર્મ પણ ફળ આપે છે. અને અશુભ ઇચ્છાઓની માફક સારી ઇચ્છાઓ પણ બંધનકારક છે. તો નવાં કર્મ ઉપાર્જન કરતાં આપણે શી રીતે અટકવું જોઇએ ? શું કાર્ય કરવાનું બંધ કરીને ? ના, તે માર્ગ નથી. કારણ કે દરેક માણસને આ જગતમાં કેટલીક ફરજો બજાવવાની છે, અને તે ફરજોનો અનાદર કરવાનો તમને અધિકાર નથી.

તમે માથે લીધેલી કેટલીક ફરજો કે જોખમદારીઓ તોડવાનો અને આં રીતે તમારે કરવા યોગ્ય કાર્યો તરફ અનાદર રહે-

વાનો તમને હક નથી. ત્યારે હવે આ કર્મબંધનથીં શી રીતે મુક્ત થઇ શકાય? તમારે કાર્ય તો કરવું જોઇએ, અને તમારા સર્વ બુદ્ધિબળથી અને સંપૂર્ણ રીતે તમારે તે કરવું જોઇએ, પણ જે પળે તે પૂર્ણ થાય તેજ પળે તમારે તે કાર્યને "જતું કરવું" જોઇએ. તેના ફળની ઇચ્છા રાખતા નહિ. તે કાર્યનો બદલો શોધતા નહિ. દાખલા તરીકે, જો તમે કોઈ કામ કરવામાં ગુંથાયેલા હો તો તમારા સઘળા સામર્થ્યથી તે કરજો, અને બની શકે તેવી સારી રીતે તે કર્યા પછી તેનો જે બદલો આવે તેની અથવા તેના ફળની તમારે આશા રાખવી નહિ. દરરોજ તમારે માથે આવી પડેલાં કર્તવ્યો બજાવો, કારણકે ઈશ્વરે તમને આ જગતમાં તે કામ કરવાને સોંપેલું છે.

જો તમારામાં ઈશ્વર પ્રત્યે પ્રેમ હોય, જો તમે તેની સેવા કરતા હો તો દરેક કાર્યનો હેતુ ઈશ્વરની સેવાનો થાય છે. તેની ઇચ્છાનુસાર વર્તવું—એજ તમારા સઘળાં કાર્યોનો હેતુ હોવો જોઇએ. તેથી કર્મબંધન થતું નથી. ઈશ્વર પ્રીત્યર્થે સઘળી વસ્તુનો ભોગ આપો, તમે જે જે વિચાર કરો, અને તમે મનથી કે શરીરથી જે વચન બોલો કે કાર્ય કરો, તે સર્વ ઈશ્વરને સમર્પણ કરો, અને આવું કાર્ય તમને આ પૃથ્વી સાથે બાંધી શકશે નહિ. તેનામાં આત્માને ઈજા કરવાની શક્તિ નથી. આ પ્રમાણે શ્રીકૃષ્ણ બોધ આપે છે. તમને તેમનું વાક્ય યાદ હશે કે "જો જે તું કરે, તે વિચારોનો તપ હોય કે સામાન્ય કાર્ય હોય તો તે સર્વ મારી ખાતર કરજે" અને આગળ તે જણાવે છે કે "આવું કાર્ય કોઈ પણ પ્રકારનું બંધન ઉત્પન્ન કરતું નથી, પણ મરણ સમયે તે ભક્ત મને આવીને મળે છે."

જો કર્મના બંધનમાંથી મુક્ત થવા તમે માગતાં હો તો તમારે તેના ફળની ઇચ્છા રાખવી નહિ, અને જો તમારામાં ધાર્મિક વૃત્તિ

પ્રબળ હોય અને જો તમારામાં ભક્તના જેવી લાગણીઓ હોય, તો ઇચ્છાનું મૂળ નાશ કરવાનું કામ તમારા માટે સુગમ થઈ જાય છે.

જે બંધનથી પૃથ્વી સાથે આત્મા બંધાય છે, તેનાથી આત્માને મુક્ત કરનાર તે માર્ગ છે. પણ તમારા હૃદય આ જગતના પદાર્થોપર ચોંટેલાં છે, અને જ્યાં સુધી તે ચોંટેલાં રહેશે ત્યાં સુધી, જ્યાં તમારી ઇચ્છા તૃપ્ત થાય તેવા પ્રદેશમાં ફરી ફરીને તમારે જન્મ લેવોજ પડશે. જ્યાં સુધી તમારૂં હૃદય ઈશ્વર—અથવા તમે તેને ગમે તે નામ આપો તેના—ઉપર સ્થિર નથી થયું ત્યાં સુધી આમ બન્યાંજ કરશે. નામ કાંઇ અગત્યની બાબત નથી, પણ ભકતની વૃત્તિ એજ સર્વસ્વ છે. તમે ગમે તે નામથી ઉપાસના કરો, પણ તમારી જીંદગી ઉપાસના અને આત્મભોગવાળી થવી જોઇએ. તેની ( ઇશ્વરની ) ઇચ્છા બર લાવવાને તમારી જીંદગી ગાળવી જોઇએ અને કોઈ પણ કર્મ તમને બાંધી શકશે નહીં. તમારો આત્મા એથી હમેશને વાસ્તે મુક્ત થાય છે. આ કારણથીજ તમે તમારા ભવિષ્યના નિયંતા છો. પૃથ્વીપર ફરીથી પાછા આવવું કે નહિ એ તમારી પસંદગીની વાત છે. વિદ્વાન્ થવું કે મૂર્ખ થવું, ગરીબ થવું કે ધનવાન્ થવું એ તમારી ઇચ્છા ઉપર આધાર રાખે છે. જેમ તમારી ઇચ્છાઓ તમને દોરશે, તેવા તમે થશો.

પણ જો તમે તમારૂં હૃદય ઈશ્વરપર સ્થિર કરો, અને તેની ઉપાસના કરો, તો આ પૃથ્વી પાસે તમને આપી શકે તેવું કાંઈ નથી, અને કાંઇ પણ વસ્તુ તમને આ પૃથ્વી સાથે બાંધી શકશે નહિ. ઉપનિષદ્માં શિખવેલા પ્રાચીન નિયમનું આ સ્પષ્ટીકરણ છે. સૂક્ષ્મ ભુવનો જાણવાની જેમની શક્તિ ખીલી છે, તેઓએ આ

નિયમને સત્ય તરીકે અનુભવેલ છે. અને તમારા વચ્ચે જે કામ હું કરવા ધારૂં છું તે કામ તમારી શ્રદ્ધા વધારે મજબુત કરવાનું, તમારી ભક્તિ વધારે સંપૂર્ણ કરવાનું અને પ્રાચીન ધર્મપુસ્તકોમાં કેવો કીંમતી ખજાનો રહેલો છે તે બતાવવાનું છે. અને હું હાલની ભાષામાં બોલું છું તેનું કારણ એ છે કે માણસોનાં મન અર્વાચીન થઈ ગયાં છે; અને તેજ માર્ગે તેમને અસર કરી શકાય તેમ છે. જો કે શબ્દો અર્વાચીન છે, છતાં તેમાં રહેલા વિચાર પ્રાચીન છે, અને માણસ પોતાના ભવિષ્યનો નિયંતા છે, કારણ કે તે બ્રહ્મ સાથે ઐક્ય ધરાવે છે, અને સ્વતંત્ર ઇચ્છા શક્તિ જે માણસનું ખાસ લક્ષણ છે, તે માણસના સ્વરૂપમાંજ રહેલું છે.

---

## ગૃહસ્થાશ્રમ.

---

સત્ આચારને સારૂ સત્ વિચારની જરૂર છે. આપણે ઉત્તમ પ્રકારનું જીવન ગાળવું હોય તો આ જીવન અને તેના ઉદ્દેશો સંબંધી જ્ઞાન પ્રથમ આપણે મેળવવું જોઈએ. ત્યારે હવે પ્રશ્ન એ ખડો થાય છે કે, આપણે કેવી રીતે જીવન ગાળવું, અથવા તો આપણને મળેલા સંજોગો અને શક્તિઓનો કેવી રીતે સદુપયોગ કરવો કે જેથી જ્યારે આ ફાની દુનિઆનો આપણે ત્યાગ કરીએ તે વખતે આપણે સંતોષની સાથે કહી શકીએ " મારા જન્મ સમયે દુનિઆની જે સ્થીતિ હતી, તે સ્થીતિમાં મારી શક્તિના પ્રમાણમાં અને મારા કાર્યપ્રદેશના વિસ્તારના પ્રમાણમાં કાંઈ પણ યોગ્ય સુધારો કરવા સમર્થ થયેલો છું." આ મહત્કાર્ય કરવાને માટે આપણે આપણી જાતને કેવી રીતે કેળવવી જોઈએ.

આ પ્રશ્નનો ઉત્તર આપતાં પહેલાં કેળવણી એ શું તે જાણુવાની જરૂર છે. આપણી અંદર ગુપ્ત રહેલી શક્તિઓનાં બીજને અનુકૂળ સામગ્રીદ્વારા વિકસ્વર કરવા તેનું નામ 'કેળવણી.' એક અંગ્રેજ લેખકના શબ્દોમાં કહીએ તો: "Training is the education of one's faculties and discipline of one's passions and intelligence, is the product of industry and sound Judgement."

જો મનુષ્યજાતિ ભણી આપણે દૃષ્ટિ ફેરવીશું તો આપણને જણાયા વગર રહેશે નહિ કે સામાન્ય રીતે દરેક માણસમાં શુભ અને અશુભ બીજ ગુપ્ત રહેલાં છે. જો કે દરેક માણસનો આત્મા સ્વભાવે શુદ્ધ છે, પણ જડ વસ્તુની સાથે સંબંધમાં આવવાથી તે પોતાનું સ્વરૂપ ભુલી ગયો છે, અને ક્ષણિક અને નાશવંત પદાર્થોમાં આનંદ માનતો થયો છે. બીજા જીવાત્મા સાથેનો સંબંધ વિસ્મરણ થવાથી, બીજાઓને દુઃખ ઉત્પન્ન કરીને પણ પોતાનું સુખ શોધે છે. આ રીતે તેનામાં કેટલાંક અશુભ બીજો પણ આવેલાં છે. જેથી કરીને શુભ બીજોને પોષણ મળે તથા તે બરાબર ખીલી નીકળે, અને અશુભ બીજોને પોષણ ન મળવાથી તેઓ કરમાઈ જાય, તેવા પ્રકારની કેળવણી જીવાત્માને મળવી જોઇએ.

આ વાસ્તે આપણે શું કરવું? તે સંબંધમાં આપણે અજ્ઞાનમાં ગોથાં મારવાનાં નથી. પ્રાચીન જ્ઞાની મહાત્માઓએ પોતાના દયામય જાતિ સ્વભાવથી આપણા જેવા અજ્ઞાન વર્ગને સારૂ પોતાનો માર્ગ શોધવાનું કામ રહેવા દીધું નથી. પણ જે માર્ગે ઈષ્ટસિદ્ધિ કરી શકીએ, અને આપણા જીવનનો ઉદ્દેશ સફળ કરી શકીએ તેવો માર્ગ પ્રદર્શિત કર્યો છે.

તે માર્ગ મનુષ્ય જીંદગીને અમુક વિભાગમાં વહેંચી નાંખે છે. જેમકે એક **બ્રહ્મચર્યાશ્રમ.** તે સમયમાં વિદ્યાર્થીએ બ્રહ્મચર્ય વ્રત પાળી પોતાનો સઘળો સમય વિદ્યાભ્યાસ અને શરીર કસરતદ્વારા કેળવણીમાં પસાર કરવો ઘટે છે. વિદ્યાભ્યાસના સમયમાં નિશ્ચળપણે અખંડિત બ્રહ્મચર્ય તેણે પાળવું જોઇએ. એ આશ્રમ પુરો થાય એટલે કે તેની સંપૂર્ણ કેળવણી તે મેળવે, અને પુખ્ત ઉમરનો થાય, ત્યારે અનુકૂળ પત્નિ સાથે લગ્ન સંબંધ બાંધી **ગૃહસ્થાશ્રમ**નો આરંભ કરે.

હવે ગૃહસ્થાશ્રમ એ શું છે, અને તે કયાં કયાં શિક્ષણો આપણને આપે છે, તે વિચારીએ. તે **નિઃસ્વાર્થતા** અને **નિયમિતતા** શીખવે છે.. નિર્બળનું રક્ષણ કરવાનું શીખવાની અને સહેલામાં સહેલી રીતે આત્મભોગ આપવાનું શીખવનારી નિશાળ છે. મી. મજમુદાર નામનો એક બંગાળી લેખક જણાવે છે કેઃ—“ કીર્તિ, ધન, અને ઉંચી પદવીનાં સુખ પ્રાપ્ત કરવાં એ કામ સુલભ નથી, પણ માયાળુ પિતા, પ્રેમાળ માતા, સુશીલ અને અનુરાગી ભાર્યા, કર્ત્તવ્યપરાયણ પુત્રો, અને આજ્ઞાંકિત પુત્રી, આ સર્વ આનંદના કારણો છે; પણ આપણો ગૃહસ્થાશ્રમ કેવળ આનંદને લીધેજ કીમતી નથી; કારણ કે ઘણે ભાગે દિલસોજી, સહનશીલતા, સ્વાર્થત્યાગ અને કોમળતાના ઉમદા પાઠો શીખવનારી એ ઉત્તમ શાળા છે. માતાને, પત્નીને અને પુત્રીને તેઓનાં કર્ત્તવ્ય બજાવતાં જોવાં એજ એક પ્રકારની ઉમદા કેળવણી છે. ”

હવે આપણે પિતાપુત્ર, પતિપત્નિ, માતા અને પુત્રનો સંબંધ અનુક્રમે વિચારતા આવીશું અને જો માણસ ધારે તો તેમાંથી કેવા પ્રકારનું શિક્ષણ પ્રાપ્ત કરી શકે તે અવલોકીશું:

# પિતા પુત્રનો સંબંધ.

પ્રથમ આપણે પિતા અને પુત્ર વચ્ચેના સંબંધનું અવલોકન કરીશું, અને તે સંબંધ પ્રથમ કેવા પ્રકારનો હતો, હાલ કેવા પ્રકારનો છે, અને તેમાં કેવા પ્રકારના સુધારાની જરૂર છે તે આપણે વિચારીશું. પ્રાચીન સમયની પિતા પુત્ર સંબંધી ઉચ્ચ ભાવનાઓ નિહાળતાં આપણને જણાય છે કે પિતા અને પુત્ર વચ્ચે પ્રેમની લાગણી બહુજ દૃઢ હતી. પિતા તે પ્રેમની લાગણી પુત્રનું રક્ષણ કરવામાં અને તેને સન્માર્ગે દોરવવામાં વાપરતો હતો. પ્રાચીન ઇતિહાસ તેના અનેક પુરાવા આપે છે.

પણ હાલના સમય તરફ દૃષ્ટિ કરતાં આપણે સખેદ કહેવું પડે છે કે ઉચ્ચ ભાવના ઘણે ભાગે વિનાશ પામેલી છે. જે ઉચ્ચ ભાવના હાલમાં જોવામાં આવે છે, તે પ્રાચીન સમયના લીસોટા તુલ્ય છે. પિતા અને પુત્ર વચ્ચે મહદ્ અંતર પડેલું જણાય છે. પિતા પુત્ર જોડે બોલવામાં અથવા તેના ભણી પ્રેમ દર્શાવવામાં પોતાની મહત્વતા ઘટતી હોય એમ માને છે અને તેથી પુત્રને પોતાથી દુર રાખે છે. આનું પરિણામ એ આવે છે કે પુત્ર પિતાથી ડરતો રહે છે, અને કેટલીકવાર પિતાને શત્રુ તરીકે લેખે છે. ઘણીવાર પિતાઓ સ્વાર્થનાજ વિચારમાં મશગુલ રહે છે, અને પુત્રોની જરૂરીયાતોના સંબંધમાં બેદરકાર રહે છે; અને પોતે જ્યારે યુવાવસ્થામાં હતા ત્યારે પોતાનામાં જે લાલસાઓ ઉત્પન્ન થતી તે તેઓ તદ્દન વિસ્મરી જાય છે અને પોતાના હક્ક તથા સત્તા તરફ જેટલું ધ્યાન આપે છે તેટલું ધ્યાન તે ઉગતા છોડવાઓ ઉપર દયા રાખવામાં અથવા પ્રેમ બતાવવામાં રાખતા નથી.

આનું ખેદકારક પરિણામ એ આવે છે કે પિતાના પ્રેમભર્યા અને નીતિયુક્ત સહવાસમાં ઉછરવાને બદલે, તે પુત્રો તે પ્રેમ–પ્રીતિ પોતાના સમોવડીયા મિત્રોની સોબતમાં શોધે છે, અને આમ તેઓ ઉન્માર્ગે ઘણીવાર દોરાય છે.

હવે પુત્રો પણ ઘણે ભાગે મગરૂર, ઉદ્ધત અને અવિનયી જણાય છે. તેઓ પોતાને મળેલા અલ્પ જ્ઞાનને બહુજ મહત્વનું માની પોતાને એક અનિયંત્રિત રાજા તુલ્ય લેખે છે, અને પિતા તરફ ભક્તિ બતાવવાને બદલે અને તેની આજ્ઞાનુસાર વર્તવાને બદલે પોતાની સ્વેચ્છા પ્રમાણે ચાલે છે. આ રીતે તેઓ કૃતઘ્ની નીવડે છે.

પિતા પુત્રના સંબંધની ઉચ્ચ ભાવનાના ઉત્તમ નમુના વાસ્તે **દશરથ** અને **રામચંદ્ર** જેવાં દૃષ્ટાન્તો આપણા હૃદયચક્ષુ આગળ નિરંતર રાખવાં ઘટે છે. **રામચંદ્રે** દર્શાવેલી પિતૃભક્તિના અનેક પુરાવા છે. જે દિવસે પોતાને સારૂ રાજ્યાભિષેકના સર્વ સમારંભો તૈયાર થયા હતા, થોડા સમય પછી તે ચક્રવર્તી પદને મેળવવાનો હતો અને સર્વત્ર આનંદ વ્યાપી રહ્યો હતો, તેજ દિવસે પોતાના પિતાનું વચન પાળવાને ચૌદ વર્ષ સુધી વનવાસ જવાને અને રાજ્યપાટનો ત્યાગ કરવાને તે ઉત્સુક થયો, એ બનાવજ તેની પિતૃભક્તિનું અનુપમ દૃષ્ટાન્ત છે. રામચંદ્ર કરતાં વધારે ઉચ્ચ દાખલો પિતૃભક્તિનો શું હોઇ શકે ? પણ દશરથ વિશે શું ? શું તે પોતાના પુત્ર ભણી પ્રેમાળ, દિલસોજી ધરાવનાર અને માયાળુ હતો ? ખરેખર તે તેવોજ હતો. જો કે પોતાની પત્નીને અમુક સંજોગોમાં આપેલા વચનાનુસાર રામચંદ્રને વનવાસ મોકલવાની તેને જરૂર પડી હતી, પણ તેનું પ્રેમાળ હૃદય તેને સારૂ તલસતું

હતું, અને પુત્રવિયોગના શોકનેજ લીધે તે મરણ પામ્યો. આવો અનુપમ અને અનુકરણ કરવા યોગ્ય સંબંધ પિતા પુત્ર વચ્ચે અસલમાં હતો, તેવો સંબંધ શું હાલ પણ લાવી શકાય ? અને લાવી શકાય તો તેને સારૂ શું કરવાની જરૂર છે ?

જો ઉચ્ચ ભાવનાને વ્યવહારમાં મુકાયેલી જોવાની અને આ-આપણો ઘરસંસાર સુખમય જોવાની આપણી અભિલાષા હોય તો પિતાઓનો ધર્મ એ છે કે તેઓએ પોતાના પુત્રો ભણી પ્રેમ, દિલસોજી અને વિશ્વાસ બતાવવાં જોઈએ.

પિતાએ પોતાના પુત્રની સાથે મૌનવ્રત ધારણ કરવું નહિ. તેમજ તેની તરફ પોતે બેદરકાર હોય તેવું વર્ત્તન રાખવું નહિ. પિતાએ ખરેખર પુત્રોના રક્ષક થવું જોઇએ છે. પણ આ કામ તેઓ પુત્ર પ્રત્યે પ્રેમ અને દિલસોજી બતાવ્યા વિના કરી શકશે નહિ, કારણ કે જો પિતાનો પુત્ર તરફ ખરો પ્રેમ હોય તો પોતાનો પુત્ર કેવા સોબતીઓના સહવાસમાં ફરે છે, તે તરફ તે લક્ષ આપ્યા વગર રહેશે નહિ; અને તેથી ખરાબ સોબતીઓના નીચ પ્રસંગમાં આવવાનો પ્રેમાળ પિતાના પુત્રને ઓછો સંભવ રહે છે.

પૂર્વના સમયમાં પિતાના વચનને પુત્રો પ્રથમ સાંભળતા, પણ હાલ તો તે વચનનું કારણ પૂછવાને તેઓ તત્પર થાય છે. પણ જો ઉચ્ચભાવના ફરીથી જાગૃત કરવી હોય તો પુત્રોએ પણ પિતાની ઉમ્મર, અનુભવ, વિશેષ જ્ઞાન વગેરે ધ્યાનમાં લઇ તેમના વચનને માન આપતાં શીખવું જોઇએ. પિતાની પોતાના ઉપર રહેલી સત્તા કબુલ રાખવી જોઇએ. આમ જ્યારે થશે ત્યારે જ વિરોધ અને દિલસોજીના અભાવને બદલે શાંતિ અને પ્રેમ ઘર-સંસારમાં ફરીથી પ્રસરશે.

## માતા પુત્રનો સંબંધ.

હવે આપણે મા અને પુત્ર વચ્ચેનો સંબંધ વિચારીએ. જો કે સ્વતંત્ર વિચારમાં ઉછરેલા યુવકો, પોતાની જુવાનીના મદમાં પોતાની માતા તરફ ભક્તિ ન બતાવે કે તેને માન ન આપે, છતાં માતાનો પુત્ર પ્રત્યેનો પ્રેમ, સ્વાર્થ ત્યાગ અને દિલસોજી તો તેવાં ને તેવાં છે. એક લેખક જણાવે છે કે, જ્યાં સુધી વસ્તુ આપણી પાસે હોય ત્યાં સુધી આપણને તેની કીંમત હોતી નથી, પણ જ્યારે તે વસ્તુ આપણે ખોવાની તૈયારીમાં હોઇએ અથવા તે વસ્તુ ખોઇએ ત્યારેજ તેની ખરી કીંમત આપણને જણાય છે. તેજ રીતે ઘણા યુવકો માતાના પ્રેમ, દિલસોજી, સ્વાર્થભોગ અને તેઓના હિત તરફની તેની અનન્ય કાળજી; આ સર્વને લેખામાં ગણતા નથી, પણ જ્યારેં માતા મરણ પામે, અને તેમની તરફ દિલસોજી કે પ્રેમ બતાવનાર બીજું કોઈ માણુસ ન હોય ત્યારેજ માતાના પ્રેમની ખરી કિંમત તેઓને જણાય છે, અને માતાનું હેત સાંભરી આવે છે. તે વખતે તેઓ ગમે તેટલો પશ્ચાત્તાપ કરે, છતાં તેમણે માતા પ્રત્યે દર્શાવેલી બેદરકારીનો બદલો તેઓ વાળી શકે નહિ.

આવા કેટલાક અપવાદને બાદ કરતાં ઘણે ભાગે તે ઉચ્ચ સંબંધ હજુ પણ ટકી રહેલો છે, પણ તેને એક મ્હોટો ભય છે, તે તરફ આપણે જરા ચેતવણી રાખવાની છે; કારણ કે માતાઓ કેળવાયલી હોતી નથી અને તેથી પોતાના કેળવાયેલ પુત્રોની ઈચ્છાઓ અને તરંગો સાથે દિલસોજી દર્શાવી શકે નહિ. તેથી ભવિષ્યમાં પુત્રો પોતાની માતા તરફ હાલના જેવા ભક્તિભાવથી જોશે કે કેમ તે એક મ્હોટો પ્રશ્ન છે. આ પ્રશ્નને લીધે ઉત્પન્ન થતો ભય દૂર

કરવાને માટે એકજ સબળ ઉપાય છે, અને તે એ છે કે, સ્ત્રીઓની અજ્ઞાનદશા દૂર કરવી અને તેમને વિશાળ દૃષ્ટિવાળી બનાવવી અને આ સારૂ તેઓને નાનપણથી કેળવવાની—ભણાવવાની જરૂર છે.

## પતિ પત્નીનો સંબંધ.

હવે આપણે પતિપત્નીનો સંબંધ વિચારીશું. શું પૂર્વના સમયની ભાવના હાલ જણાય છે? પવિત્ર ધર્મ ગ્રંથોમાં વર્ણવેલાં ઉત્તમ સ્ત્રી પુરૂષના સંબંધનાં ચરિત્રો તમને હાલ દૃષ્ટિગોચર થાય છે? અહીંયાં પણ જવાબ ઘણે ભાગે નકારમાં આવશે. સ્ત્રીઓ પતિને દેવ તરીકે માનતી હતી, તે ભક્તિ હાલમાં જોવામાં આવતી નથી, અને બીજી બાજુ તપાસીએ તો પુરૂષોનો પ્રેમ પણ બહુજ જુજ પ્રમાણમાં દેખાય છે. જે પ્રેમ, દિલસોજી અને દયા પતિએ પત્ની તરફ બતાવવાં જોઇએ તે ઘણે ભાગે બતાવવામાં આવતાં નથી. જે પ્રેમ પ્રેમપાત્રનું કલ્યાણ ઇચ્છે, તેવો પ્રેમ નજરે પડતો નથી. પણ આ સ્થળે કહેવું જરૂરનું છે કે જે પ્રેમ અ ભક્તિ સ્ત્રીઓ પુરૂષ પ્રત્યે બતાવે છે અને પુરૂષોના સુખને વાસ્તે જે દુઃખ સહન કરે છે, તે પ્રેમ, ભક્તિ અને દુઃખનો બદલો પુરૂષો તેટલાજ પ્રમાણમાં આપતા હોય એમ જણાતું નથી.

સ્નેહમુદ્રા યથાર્થ જણાવે છે કેઃ—

નરજાત સુખી હશે અહિં,<br>
કદી મ્હાલતી સ્વછંદથી;<br>
પણ નારીને રોવા વિના,<br>
નહીં કર્મમાં બીજું કંઇ.

ઘણી વાર પતિ એમ જણાવે છે કે, જો કે હું મારી સ્રીને ચ્હાઉં છું, છતાં મારી સ્ત્રી મને પૂર્ણ પ્રેમથી ચ્હાતી નથી. આપણે આ

વાક્યનું પૃથક્કરણ કરીએ અને તેનો ખરો અર્થ તપાસીએ. ખરો પ્રેમ પ્રત્યુપકારની આશા રાખતો નથી. તે તો પ્રિય જનનું હિત કરવાજ સર્વદા મથે છે. પોતાનું પ્રેમપાત્ર તે પ્રેમનો બદલો વાળે કે નહિ તેની ખરો પ્રેમી આકાંક્ષા રાખતો નથી. પ્રેમ ગ્રહણ કરવાને નહિ પણ આપવાને આતુર હોય છે. ઉપરનું વાક્ય તો 'આપ લે' પ્રેમથી ઉદ્દ્ભવેલું છે.

તે તમને ચ્હાય, માટે તમે તેને ચ્હાઓ, અને તે ચ્હાતી બંધ થાય, એટલે તમે તેને ચ્હાતા બંધ થાઓ, આ રીત ખરા પ્રેમની નથી. તે તો ઉચ્ચ પ્રકારની સ્વાર્થતા છે. આ રીતે તે વાક્યનું પૃથક્કરણ કરવામાં આવે તો, પોતે માની લીધેલો પ્રેમ ઉચ્ચ સ્વાર્થતારૂપ ઠરે છે, અને તેથી એકદમ ગભરાય છે, પણ અજ્ઞાનને દૂર કરવાનો પ્યાલો સર્વદા કડવોજ હોય છે, અને જો તે ભૂલ સુધારવી હોય તો તે પ્યાલો પીવોજ જોઇએ. માટે આ પ્રમાણે પોતાની ભૂલ સુધારીને તેણે ખરા અંતઃકરણથી પોતાની સ્ત્રી તરફ પ્રીતિ અને દિલસોજી રાખવી જોઈએ. અને જો ખરો પ્રેમ સ્ત્રીને પોતાના તરફ આકર્ષી ન શકે તો જગત્માં એવું બીજું કયું સાધન એક બીજાના હૃદયને આકર્ષવા સમર્થ થઇ શકે તેમ છે ? પ્રેમથીજ એક બીજાનાં હૃદય આકર્ષાય છે. જો એક બીજાના હૃદયમાં ખરો પ્રેમ હશે તો વિચારોના ભેદ દૂર જતાં વાર લાગતી નથી. અને આ પ્રમાણે હૃદય અને મન અભિન્ન થાય તો તેના જેવું ઉત્તમ જોડું બીજું કયું આ જગતમાં હોઈ શકે ? અને આ કારણથીજ સ્ત્રી-પુરૂષની–પતિ પત્નીની મિત્રતા ઉત્તમ કહેલી છે. સ્ત્રી અને પુરૂષના ગુણો કેવા હોવા જોઇએ તે સંબંધની ઉચ્ચભાવના વિષે લખતાં વિદુષી મીસીઝ એનીબીસેન્ટ લખે છે કે—

"The characteristics of an ideal wife are most perfect, most unbounded love, deepest reverence, a fidelity that knows no possibility of change, a courage that can hold to one against every opposing circumstances, a love that does not falter even under the uttermost strain, a strength that never wavers no matter how great the difficulty, how sore the trial. And the husband on his part should show unfailing tenderness, continual protection, power and will to guide and unfaltering love; and the union of the husband and wife, having these characteristics might serve as an ideal of marriage."

" સંપૂર્ણ અને અપરિમિત પ્રેમ, ઉત્કૃષ્ટ પૂજ્યભાવ, બદલાય નહિ તેવી ભક્તિ, દરેક પ્રતિકૂળ સંજોગોમાં પણ એકને વળગી રહેનારૂં ધૈર્ય, ગમે તેવા વિકટ પ્રસંગમાં પણ નહિ બદલાય તેવો પ્રેમ, અને અત્યંત વિકટ અને કસોટીના સમયમાં પણ ડગે નહિ તેવી હિંમત, આ સર્વ અનુપમ પતિવ્રતા સ્ત્રીનાં મુખ્ય લક્ષણો છે. પતિએ પણ સંપૂર્ણ માયાળુપણું બતાવવું જોઇએ, નિરંતર તેનું રક્ષણ કરવું જોઇએ, અને તેને દોરવાની ઈચ્છા અને શક્તિ પતિમાં હોવી જોઇએ, અને તેની સાથે ડગે નહિ તેવો પ્રેમ રાખવો જોઇએ. આવા સદ્‌ગુણોવાળાં પતિપત્નીનું લગ્ન થાય તો તે લગ્નની ઉચ્ચ ભાવના તરીકે લેખી શકાય."

જો કે આવી ઉચ્ચ ભાવનાને વ્યવહારમાં મૂકવી એ કામ અતિ દુષ્કર છે, છતાં તે ઉચ્ચ ભાવના પ્રાપ્ત કરવાને કાંઇક પગલાં

ભરી શકાય. તેમાંનું પ્રથમ પગલું એ છે કે માણસે પ્રેમ અને કામ વચ્ચેનો ભેદ સમજવો જોઇએ. કારણ કે ખરો પ્રેમ ઉપર જણાવ્યા પ્રમાણે પ્રેમપાત્રનું કલ્યાણ ઇચ્છે છે, પણ સ્વાર્થને સારૂ મથતો નથી. ખરા પ્રેમમાં સઘળું સહન કરવાનું સામર્થ્ય રહેલું છે. પાશવ કામ એક બાળકને ઉત્પન્ન કરી શકે તો દૈવીપ્રેમ માણુસનો ઉદ્ધાર કરી શકે, તેમાં જરા પણ સંદેહ રાખવા જેવું નથી. કારણ કે જો ગૃહસ્થાશ્રમમાં પવિત્ર અને શુદ્ધ પ્રેમ સામ્રાજ્ય ભોગવતો હોય તો આપણો ગૃહસ્થાશ્રમ દેવતાઓને પણ આપણે ત્યાં જન્મ લેવાને આકર્ષી શકશે.

## ગૃહસ્થાશ્રમમાં શિખવા યોગ્ય કેટલાક સદ્ગુણો.

ગૃહસ્થાશ્રમમાં માણસો ધારે તો અનેક પ્રકારના સદ્ગુણો શિખી શકે. કારણ કે, આ લેખનું મથાળુંજ સૂચવે છે કે ગૃહસ્થાશ્રમ એ એક કેળવણીની શાળા છે. આ શાળામાં કયા કયા સદ્ગુણો શિખી શકાય અને તે કેવી રીતે, તે હવે આપણે વિચારીશું. તેમાં મુખ્ય સદ્ગુણો સ્વાર્થ ત્યાગ, જીતેંદ્રિયપણું, પ્રેમ, વાણી અને મનનો સંયમ, ક્ષમા વગેરે છે. આ ગુણોમાંથી એક પછી એક હવે આપણે વિચારવા માંડીશું.

## સ્વાર્થનો ત્યાગ.

સ્વાર્થનો ત્યાગ ગૃહસ્થાશ્રમમાં રહીને માણસ કેવી રીતે શિખી શકે છે, તે ઉપર આપાણું લક્ષ હવે આપણે દોરવીશું. એક સ્વાર્થી માણસ છે; તે પોતાના પંડના શિવાયં બીજા કોઇનો વિચાર સરખો કરતો નથી. આપવું અથવા દાન કરવું તે શું, તે હજુ સમજતો નથી. તેવો માણસ પરણે છે, લગ્ન સંબંધથી એક

સ્ત્રીને પોતાની પત્ની બનાવે છે. તે સ્વાર્થી માણસને પોતાની સ્ત્રીનું ગુજરાન ચલાવવું પડે છે. તેના વસ્ત્ર સારૂં કેટલુંક ખર્ચ કરવું પડે છે; તેટલે અંશે તે નિસ્વાર્થી થાય છે અને સ્વાર્થ ત્યાગનો સદ્‌ગુણ તેનામાં ખીલે છે. આ રીતે ગૃહસ્થાશ્રમ તેને એક ઉમદા સદ્‌ગુણ કેળવવામાં સહાયભૂત થાય છે. લગ્નથી તે દંપતીને એક પુત્ર ઉત્પન્ન થાય છે. વળી વખત જતાં એક પુત્રીને તેની સ્ત્રી જન્મ આપે છે. આ પોતાનાં છોકરાંનું પોષણ કર્યા સિવાય ચાલે નહિ, તેમના ભરણપોષણ અર્થે તેને ધન ખરચવું પડે છે અને તે કામ તે કરે છે. આ રીતે તેની સ્વાર્થવૃત્તિ તેટલા પ્રમાણમાં નાશ પામતી જાય છે. જો કે હજુ તે પોતાના આ ત્રણ સ્વજન સિવાય બીજાને સારૂ એક દમડી ખરચે તેમ નથી, તોપણ આ ત્રણ સ્વજનને સારૂ ખર્ચવાને તે પ્રેરાય છે તેટલે અંશે સ્વાર્થ ત્યાગનો સદ્‌ગુણ તેનામાં વૃદ્ધિ પામતો જાય છે. કારણ કે આ સ્વજનોને સુખમાં રાખવાને તેને પોતાનાં અંગત સુખનાં સાધનોનો ભોગ આપવો પડે છે. ધારો કે તે બજારમાંથી એક ફળ લાવે છે. તે જ્યારે એકલો હતો ત્યારે આખું ફળ પોતે જાતેજ ખાઇ જતો, અને બીજાને કંડૂકો સરખો પણ આપતો ન હતો; પણ હવે તે ફળના ચાર ભાગ પાડે છે, તેમાંથી ત્રણ ભાગ તે પોતાની પત્ની અને બે છોકરાંને વ્હેંચી આપે છે, અને ફક્ત એકજ ભાગ પોતાના સારૂ રાખે છે. આ રીતે તે ફળના ત્રણ કટકાનો પોતાના સ્વજન સારૂ ભોગ આપતાં શિખે છે. આ રીતે દરેક બાબતમાં તે સદ્‌ગુણ ખીલવતો જાય છે, અને વખત જતાં તેનું દયાનું ક્ષેત્ર વિશાળ અને વિશાળ થતું જાય છે. જો કે ઉપર જણાવેલું ફળનું દૃષ્ટાન્ત બહુજ નજીવું છે, પણ તે ઉપર વિચાર કરીએ તો

ગૃહસ્થાશ્રમમાં સ્વાર્થ ત્યાગ શી રીતે શીખી શકાય, તેનો બરાબર ખ્યાલ આવી શકશે.

## જિતેંદ્રિયપણું.

મનુષ્યમાં કામિકવાસનાનું પ્રાબલ્ય સૌ કરતાં વિશેષ પ્રમાણમાં માલૂમ પડે છે. તે વૃત્તિ યા વાસના એકદમ દાબી દેવાથી નાશ પામે તેવી નથી. માટે ગૃહસ્થાશ્રમમાં રહી માણસ ધીમે ધીમે તે વૃત્તિને નિયમમાં લાવવા પ્રયત્ન કરે છે અને તેમાં અંતે તે વિજય પણ પ્રાપ્ત કરે છે. કારણ કે એકદમ તે કામિકવાસનાને દાબી દેવી તે સામાન્ય મનુષ્ય વર્ગને માટે અશકય કામ છે. અને જો તેવો પ્રયત્ન કરવામાં આવે તો ઘણીવાર આઘાત અને પ્રત્યાઘાતના નિયમ (Law of action & reáction) પ્રમાણે તે વૃત્તિ વિશેષ બળથી **બીજા રૂપમાં** સ્ફુરી નીકળે છે. અને માણસ હતો તે કરતાં વધારે વિષયી કે દુરાચારી બને છે. એકજ ફટકાવડે તે વૃત્તિને મારી નાખી શકાય નહિ, પણ નિયમિતતા—જિતેંદ્રિયપણાનો મહાવરો પાડવાથી અને ગૃહસ્થાશ્રમમાં ધીમે ધીમે તેને સંયમમાં લાવવા પ્રયત્ન કરવાથી, અને હલકી વૃત્તિઓને ઉચ્ચ સ્વભાવ વડે વશ કરવાથી આ કામ થઇ શકે તેમ છે. તે ગૃહસ્થાશ્રમમાં રહીને વિષયસુખની ક્ષણિકતાનું જ્ઞાન પ્રાપ્ત કરે છે. વળી તે સાથે વિષયસુખને લીધે થતી વીર્યહાની અને વીર્યહાનીને લીધે આવતી નિર્બળતાનો તેને ખ્યાલ આવે છે, અને આ રીતે તે કામિકવૃત્તિને નિયમિત આપમાં રાખતાં અને છેવટે સંપૂર્ણ વશ કરતાં શિખે છે. આ રીતે અનિયંત્રિત વિષયી પુરૂષ ગૃહસ્થાશ્રમદ્વારા જિતેંદ્રિયપણાનો ઉમદા પાઠ શિખે છે, અને આવો માણસ સંન્યાસને વાસ્તે પૂર્ણ રીતે લાયક થાય છે.

## પ્રેમ.

આ સદ્‌ગુણ ખીલવવાને ગૃહસ્થાશ્રમ જેવી બીજી એક પણ ઉત્તમ શાળા નથી. પ્રેમ તેના સંપૂર્ણ સ્વરૂપમાં ગૃહસ્થ ખીલવી શકે છે. માનસિક શાસ્ત્રવેત્તાઓએ પ્રેમની વૃત્તિના ત્રણ વિભાગ પાડયા છે. ઉચ્ચ પુરૂષો તરફના પ્રેમને તેઓ ભક્તિ અથવા પૂજ્યભાવ કહે છે. સરખી લાયકાતના પુરૂષો તરફના પ્રેમને તેઓએ મૈત્રી અથવા ભ્રાતૃ-ભાવનું નામ આપેલું છે, અને આપણાથી હલકી પંક્તિના પુરૂષો તરફ જણાવવામાં આવતા પ્રેમને દયા-કરૂણા વગેરે ગુણોથી તેઓ ઓળખે છે. આ સર્વ સદ્‌ગુણો ખીલવવાનો પ્રસંગ ગૃહસ્થાશ્રમીને મળે છે. તે પોતાનાં પિતામાતા અને વડિલો તરફ **પૂજ્યભાવ** દર્શાવે છે, પોતાનાં ભાઇ બ્હેનો તરફ તે **મૈત્રીભાવ** જણાવે છે, પોતાની પત્ની તરફ પણ તેવોજ અપરિમિત પ્રેમ તે દાખવે છે, અને પોતાના પુત્ર પુત્રીઓ તથા કુટુંબના સકલ બાળવર્ગ પ્રત્યે તેનો પ્રેમ માયા કે **કરૂણા** રૂપે પ્રગટ થાય છે. આ રીતે સર્વ બા-જુએથી પ્રેમ તેનામાં ખીલે છે. એક અમેરિકન લેખક જણાવે છે કે “ પ્રેમ વગરનું જીવન તે જીવન છેજ નહિ, અથવા તેવું જીવન તે જીવતું મરણ છે. ” આપણે સર્વ પ્રેમ-પ્રેમ પોકારીએ, પણ પ્રેમનાં ગુલાબ નીચે સ્વાર્થના કાંટા સંતાયેલા હોય છે, અને તે-થી ખરા પ્રેમની સુગંધી આપણા હાથમાં આવતી નથી, પણ ઉ-પર જણાવેલા ઉદ્દેશથીજ ગૃહસ્થાશ્રમનો પ્રારંભ થાય તો થોડે ઘણે અંશે પણ તે લાગણી ખીલ્યા શિવાય રહે નહિ.

## વાણી અને મનનો સંયમ.

ગૃહસ્થાશ્રમીઓને આ ગુણની ખાસ જરૂર છે. કારણ કે કુટુંબ-માં સલાહ શાંતિ જાળવવાને અને યોગ્ય સુખ પ્રાપ્ત કરવાને માણસે

આ સદ્ગુણ પ્રમાણે પોતાનું વર્તન રાખવું જોઇએ. એક અંગ્રેજ લેખક જણાવે છે કે ' આત્મસંયમ તે કુટુંબના સુખની પ્રથમ શરત છે.' કુટુંબદ્વારા સુખની ઇચ્છા રાખનારે પોતાના હલકા સ્વભાવ ઉપર કાબુ રાખવો જોઈએ, કારણ કે હૃદયની કટુતાજ નહિ પણ હાસ્યમાં બોલાયલાં કટાક્ષનાં વચનો પણ ઝટ ઉશ્કેરાઇ જાય તેવા પુરૂષોનાં હૃદયને ઘાયલ કરે છે, અને આ રીતે કલેશનું બીજ રોપાય છે, જે વૃદ્ધિ પામી આખરે કુટુંબની સુલેહશાંતિનો અંત આણે છે. " કટાક્ષનાં વચનો " તત્વવેત્તા કાર્લાઇલના શબ્દોમાં કહીએ તો " સેતાનની ભાષા છે અને તે કારણથીજ લાંબા વખતથી તેનો ઉપયોગ કરવો મેં છોડી દીધો છે. "

" अनुद्वेगकरं सत्यं वाङ्मयं तप उच्यते "

બીજાને ઉદ્વેગ કરનારૂં ન હોય, અને સત્ય હોય તે વાક્યને વાણીનો તપ કહેલો છે. ડાહ્યા પુરૂષોએ નમ્ર અને પ્રિય વચનોનો ઉચ્ચાર કરવો તેટલુંજ નહિ પણ તે સાથે બાહ્ય દેખાવ પણ શાંત રાખવો જોઇએ. પણ જો લાગણી અંતરમાં હશે, તો ગમે ત્યારે તે બ્હાર પ્રકટી નીકળ્યા વિના રહેશે નહિ, માટે તે લાગણીનેજ દાબી દેવી એજ હિતકારી છે.

તે લાગણીનું મૂળ કારણ અભિમાન, ઈર્ષ્યા અને ઝટ ઉશ્કેરાઈ જાય તેવો સ્વભાવ હોય છે. એવા સ્વભાવવાળા ન બોલવાનું બોલી દે છે, અને ન કરવા યોગ્ય કામ, ઉશ્કેરાઈ જતાં કરી દે છે. તેવા પુરૂષો પણ કુટુંબના સુખને અર્થે પોતાના ઝટ ઉશ્કેરાઇ જાય તેવા સ્વભાવપર કાબુ રાખવાનું શિખે છે. આત્મસંયમ એ ઉત્તમ માણસનું એક ઉમદા લક્ષણ છે. માટે મનુષ્યે નજીવી બાબતમાં પોતાના મન ઉપરનો નિગ્રહ ખોવો નહિ, પણ મનની

શાંતિ જાળવી રાખવી. સર વૉલ્ટર સ્કૉટનો દાખલો આ સંબંધમાં બહુ અનુકરણ કરવા યોગ્ય છે. તેનું જીવનચરિત્ર લખનાર જણાવે છે કે, દુનિયામાં પોતાને શિર પડેલા અસહ્ય ઘાનું વેર તે પોતાના કુટુંબીઓ ઉપર લેતો નહિ. પોતાના ધંધામાં ગમે તેવી મુશ્કેલીઓ તેને માથે આવી પડી હોય, છતાં જ્યારે તે ઘેર આવતો ત્યારે તદ્દન બદલાયલો તે જણાતો હતો. કુટુમ્બની શાંતિમાં વિઘ્નકારક સર્વ વસ્તુઓનો ભોગ આપવા તે જરા પણ ડરતો ન હતો. માટે કુટુમ્બમાં શાંતિની ઈચ્છા રાખનારે વાણીને મનના સંયમમાં રાખવાની જરૂર છે. તેમજ તેવા પુરૂષે ચીડાઇ ગયેલું વદન કરવું નહિ, અને ક્રોધના વિચાર પણ હૃદયમાં રાખવા નહિ. કારણ કે એકત્ર થયેલી ક્રોધની શક્તિને કાર્ય રૂપે પરિણમતાં વાર લાગતી નથી.

## ક્ષમા.

આ ગુણની પણ ગૃહસ્થાશ્રમમાં અતિશય જરૂર છે. કુટુમ્બના કોઈ માણસે આપણને એક કટુ વચન કહ્યું. હવે જો આપણે તે વચન સારૂ તેનાપર ક્રોધે ભરાઈએ અને ગમે તેવા શબ્દોમાં તેનો પ્રત્યુત્તર આપીએ તો તેનામાં દ્વેષની લાગણી વૃદ્ધિ પામે છે અને ક્લેશ કંકાશ થાય છે અને કુટુમ્બની શાંતિનો અંત આવે છે. તમારા પુત્રે, દાખલા તરીકે, એક ચીનાઇ રકાબી રમતાં રમતાં ફોડી નાંખી; તમે તેનાપર ક્રોધ કરો એ સ્વાભાવિક નિયમ છે. પણ તમારે તે સમયે ક્ષમા આપવી જોઇએ. તમે તેને શિક્ષા કરી શકો, પણ શિક્ષાથી તેના મનપર જે અસર થાય તેના કરતાં વિશેષ અસર તમે પ્રેમથી કરી શકશો. પ્રેમનું પ્રાબલ્ય કેટલું છે તેની ખબર હજુ બહુ થોડા મનુષ્યોનેજ છે. કેટલીક વાર બાહ્યસ્વરૂપ

ક્રોધનું ધારણ કરવું પડે પણ હૃદયની શાંતિ તો અખંડિતજ રાખવી જોઈએ. "તમારે બાહ્યસ્વરૂપ સર્પનું રાખવું કે જેથી કોઇ તમને હેરાન કરી ન જાય. પણ તે સાથે તમારૂં હૃદય કબુતર જેવું નમ્ર રાખવું જોઇએ, કે જેથી કોઈને તમે વિના કારણ હેરાન ન કરો." ક્ષમાને કેટલાક નિર્બળતારૂપે ગણે છે, પણ સર્વ સ્થળે તેમ નથી. શિક્ષા કરવાની સત્તા છતાં તે ઉદાર હૃદયને લીધે, અને વધારે વિરોધ અટકાવવા હેતુથી ક્ષમા કરે છે. આ ક્ષમા કોઈ પણ રીતે દોષરૂપ નથી, તે તો મહાપુરૂષોનું એક પરમ લક્ષણ છે. અને તે સદ્ગુણ પણ ધીમે ધીમે ગૃહસ્થાવાસમાં ખીલતો જાય છે.

## છેવટ.

આવી રીતે અનેક સદ્ગુણોને કેળવવાની શાળા ગૃહસ્થાશ્રમ છે. પણ આવો પરમ ઉદ્દેશ ધ્યાનમાં રાખી જો માણસ ગૃહસ્થાશ્રમ સેવે તો તે સદ્ગુણો સંપૂર્ણ રીતે ખીલી નીકળે. ઘણા મનુષ્યો કાંઈ પણ ખાસ ઉદ્દેશ વિના પોતાનું જીવન નિરર્થક વ્યતીત કરે છે. તેઓનું કાંઇ પણ સાધ્યબિંદુ હોતું નથી, કાંઇ પણ લક્ષ્ય સિદ્ધ કરવાને તેઓનો પ્રયાસ હોતો નથી. તેવા એક મનુષ્યના સંબંધમાં તેની કબર પર મુદ્રાલેખ લખાયેલો હતો તે વિચાર કરવા યોગ્ય છે.

"This is the tomb of John Mac bride,
He lived, married and died."

"આ જહોન મેક બ્રાઇડની કબર છે, તે જન્મ્યો પરણ્યો અને મરણ પામ્યો." જે મનુષ્યો આ જગત્‌માં જન્મીને જન્મ, લગ્ન અને મરણનાં ત્રણ અનિવાર્ય કર્તવ્ય સિવાય બીજું કાંઈ ઉપયોગી કાર્ય કરતા નથી અને પશુની માફક પોતાનો જન્મ

ગુમાવે છે, તેઓ આ જીંદગીરૂપી શાળામાંથી કાંઇ પણ ઉત્તમ શિક્ષણ ગ્રહણ કરી શકતા નથી, અને ફરીથી તેઓ જ્યારે જન્મે છે ત્યારે ફરીથી એની એ ઘટ્ટમાળમાં રખડયા કરે છે. પણ જો ગૃહસ્થાશ્રમની ઉચ્ચભાવનાનો તેમને ખ્યાલ આવે, અને તે માર્ગે ચાલવાને જો તેઓ ઉત્સુક થાય તો આ સંસારરૂપી શાળામાંથી કાંઈને કાંઇક બોધ તેઓ જરૂર ગ્રહણ કરવાને તેઓ લલચાય, તેટલાજ હેતુથી આ લેખ લખવાની પ્રવૃત્તિ થઇ છે, અને તેમાંજ આ લેખની સાર્થકતા છે.

---

# ગુપ્ત મદદગારો.

---

પ્રાચીન સમયથી લોકો માનતા આવ્યા છે કે, આ જગતમાં ગુપ્ત મદદગારો વસે છે. અસલના લોકોને તે બાબતપર સંપૂર્ણ વિશ્વાસ હતો. દેવો મદદ કરે છે અથવા સહાય આપે છે, એ બાબતની માન્યતા પ્રથમ પૂરેપૂરી જામેલી હતી, પણ જ્યારથી પાશ્ચિમના જડવાદના વિચારોનો વિશેષ ફેલાવો થવા લાગ્યો, અને લોકોની નજર જગતની સૂક્ષ્મ બાબતો કરતાં, બ્હારની વસ્તુઓ તરફ વિશેષ ખેંચાવા લાગી, અને લોકોમાં હૃદયની નિર્મળતા ઓછા પ્રમાણમાં જણાવા માંડી, ત્યારથી આવા મદદગારોની હયાતી વિષે લોકોના મનમાં સંશય પડવા લાગ્યા, અને લોકોની તે બાબતની શ્રદ્ધા દિન પ્રતિદિન ઘટવા લાગી. આ સ્થિતિ હાલ એટલે સુધી પ્હોંચી છે કે કેટલાક મનુષ્યો એમ પણ કહેવા મંડી પડયા છે કે:—

## "દેવ ગયા ડુંગરે અને પીર ગયા મક્કે !"

દેવ ડુંગરપર નાશી ગયા અને પીર મક્કે ચાલ્યા ગયા, અર્થાત્ દેવો બધા અદૃશ્ય થઈ ગયા ! કેટલાક એમ પણ કહેવા લાગ્યા કે હાલ કળિયુગના સમયમાં દેવો અહીં આવી શકેજ નહિ!

પણ આમ કહેવું અથવા માનવું તે તદ્દન ભુલભરેલું છે, દેવો અને ફીરસ્તાઓ તો તેના તેજ છે. પ્રથમની માફક હાલ પણ તેઓ પોતાનું પરોપકારનું કામ કર્યે જાય છે. લોકોને તેમની હયાતીમાં અવિશ્વાસ આવવાથી તેઓએ પોતાનું કામ કરવાનું છોડી દીધું નથી, પણ અસલની માફક ખુલ્લી રીતે કામ કરવાને બદલે મોટે ભાગે તેઓ છુપી રીતે અને શાંતિથી કામ કરે છે. આવા દેવો જગતના માનની કે કીર્તિની દરકાર કરતા નથી, તેથી તેમનું નામ અથવા કામ છુપું રહે તો તેની તેમને રતી માત્ર પરવાહ નથી. તેઓ તો જે કામ કરતા આવ્યા છે. તે કર્યે જાય છે. મારી ખાત્રી છે કે જેમ જેમ લોકોની વિશેષ શ્રદ્ધા થતી જશે, જેમ જેમ લોકો દેવોની હયાતીમાં અને તેમના પરોપકારી કાર્યમાં વિશ્વાસ રાખતા જશે, તેમ તેમ દેવો અસલની માફક લોકોની સાથે વધારે ને વધારે પરિચયમાં આવતા જશે અને ખુલ્લા રીતે પોતાનાં લોકોપયોગી કામો બજાવતા જશે.

ઉપર જણાવ્યા પ્રમાણે બધાં ધર્મોવાળા આવા ગુપ્ત મદદગારોને માનતા આવ્યા છે. ધર્મશાસ્ત્રોમાં આપેલાં જૂનાં ચરિત્રો વાંચશો તો તમને જણાશે કે દેવો કે દેવીઓએ ઘણા પ્રસંગે મદદ કરેલી છે. હિંદુઓ તથા જૈનો તેમને 'દેવો' કહે છે, પારસીઓ અને મુસલમાનો તેમને 'ફીરસ્તા' તરીકે ઓળખાવે છે, અને યુરોપીયનો તેમને 'એન્જલ' અથવા દેવદૂત તરીકે જણાવે છે.

નામ ગમે તે આપીએ, છતાં તેવા દૂતોની અવશ્ય હયાતી છે, અને તેઓ પોતાનું કામ કર્યે જાય છે, એ બાબત તો ચોક્કસજ છે. આ કળિયુગના સમયમાં જ્યાં જડવાદ અથવા નાસ્તિકતા ચારે બાજુએ ફેલાયેલી છે, તેવા જમાનામાં પણ જો કોઈ પણ મનુષ્ય આ બાબત જાણવાની મહેનત કરે તો તેને ઘણાક દાખલાઓ ખુદ હમણાં પોતાની નજર આગળ બનતા માલૂમ પડયા વિના રહેશે નહિ. જે લોકો જગતના વ્યવહારનો અને તેમાં બનતા બનાવોનો બારીક અભ્યાસ કરે છે, તેઓ તો એવા અનુમાનપર આવ્યા વિના રહેશે નહિ કે આ સર્વ બનાવોમાં થોડે ઘણે અંશે દેવોનો હાથ રહેલો છે. આપની અશ્રદ્ધાથી દેવો કે ફીરસ્તાઓ કામ કરતા અટકી ગયા નથી અને જશે પણ નહિ.

આ નાનકડા લેખમાં આવા કેટલાએક હાલમાં બનેલા બનાવો આપવા ધાર્યું છે, પણ તે દાખલાઓ અહીં ટાંકવામાં આવે તે પહેલાં આ સંબંધમાં ઉપજતી કેટલીક શંકાઓ દૂર કરવી એ વધારે યોગ્ય અને વાજબી ગણાશે.

પ્રથમ શંકા એ થાય છે કે, જો દેવો મદદ કરતા હોય તો તેઓએ બધાને મદદ કરવી જોઇએ. જો થોડાને મદદ કરે અને થોડાને ન કરે તો તેઓ પક્ષપાતી ગણાય. અને જો દેવો પ-ક્ષપાતી હોય તો જગતમાં ન્યાય કયાં રહ્યો ?

આ શંકા વાજબી છે, પણ તે ગેરસમજથી ઉઠેલી છે. નીચેનો ખુલાસો વાંચવાથી તે શંકા જરૂર દૂર થઈ જશે. દેવો મદદ કરે છે એ વાત સૌ સત્યજ છે, પણ જેઓ તે મદદને લાયક હોય અથવા પોતાનાં પૂર્વકર્મોને લીધે તેમની મદદ મેળવવાને જેઓ યો-ગ્ય હોય તેમને જરૂર તેઓ મદદ કરે છે. તમે જો સારાં કામો ક-

યાં હોય છે તો દેવો તમને સહાય આપે છે. આ ભવમાં પણ જો તમે સારાં કામો કરો, તો તેના બદલારૂપે દેવો જરૂર તમને મદદ આપશે. જે મનુષ્ય જેટલાને લાયક હોય છે, તેટલું તેને તેઓ આપે છે. તમારે વધારે જોઇતું હોય તો વધારે મેળવવાને લાયક બનો. એક અંગ્રેજી કહેવત જણાવે છે કે " કોઇ પણ વસ્તુની ઇચ્છા કરો, તે પહેલાં તે મેળવવાને લાયક બનો. " * માત્ર પૂર્વ ભવનાંજ સારાં કૃત્યથી દેવોનું ધ્યાન તમારા તરફ ખેંચાય છે, એમ નથી; પણ હાલ પણ જો તમે સારાં કૃત્યો કરતા રહો, અથવા તો દેવોની પ્રાર્થના કે બંદગી કરો અને તેમનાપર સંપૂર્ણ શ્રદ્ધા રાખો તો જરૂર તમારી પ્રાર્થનાથી તેઓનું ધ્યાન તમારા તરફ ખેંચાશે, અને તમને યોગ્ય મદદ મળશે. તમારી પ્રાર્થના તમારાં કર્મોને તોડી નાખે છે, અને દેવો તમને સહાયભૂત થાય છે. જો તમારું ' કર્મ ' બહુ જોરાવર હોય તો વિશેષ પ્રાર્થનાની જરૂર પડે છે. દેવોને કોઇ ઉપર પક્ષપાત નથી. પણ તેઓ તો કર્મના મહાન નિયમોને અમલમાં મૂકનાર દિવ્ય શક્તિઓ છે.+

---

* Deserve before you desire.

+ બધા મનુષ્યોએ "દેવોની મદદ" ઇચ્છવી જોઇએ એમ પણ કાંઇ નથી. જેઓ મહાત્માઓ છે તેઓ પોતાના આત્મોત્ક્રાન્તિના કામમાં આગળ વધ્યા કરવામાંજ સર્વ લક્ષ આપીને સંતોષ માને છે. તેમની " મદદમાં " નહિ પણ તેમની 'સેવામાં' દેવો હમેશ તૈયાર રહે છે. દેવોની બાબતમાં કાંઇ શક લઇ જવા પહેલાં ઘણી બાબતો લક્ષમાં લેવાની છે. સર્વ દેવો એક સરખા નથી હોતા, તેમાં અનેક ' ગ્રેઇડ ' અથવા વર્ગ છે, અને તેમનાં જ્ઞાન-શક્તિ પણ એક સરખાં નથી હોતાં, એટલું યાદ રાખવાથી કેટલીક શંકાઓ દૂર થશે.

બીજી શંકા એ ઉભી થાય છે કે જો દેવો મદદ કરતા હોય તો શા સારૂ તેઓ આપણી નજરે પડતા નથી? માટે દેવો છે જ નહિ.

આમ કહેવું એ પણ ભૂલ ભરેલું છે. અહીં એક અગત્યની બાબત એ સમજવાની છે કે જ્યાં સુધી આ જગતનો કોઈ પણ મનુષ્ય અમુક કામ કરવાને મળી આવે છે ત્યાં સુધી તેઓ તેની મારફતે કામ કરે છે, અને કર્મના નિયમોની ગોઠવણ પ્રમાણે ઘણી-વાર તો કોઇને કોઇ મનુષ્ય મળી આવે છે, એટલે તેના દ્વારા તેઓ તે કામ કરે છે પણ જો કોઈ પણ મનુષ્ય ન મળી આવે, અને છતાં કોઇ મનુષ્યને મદદની જરૂર હોય અને તે મેળવવાને તે યોગ્ય હોય તો તેઓ પ્રસંગને અનુસરતું રૂપ ધારણ કરી આવે છે, અમુક કાર્ય કરે છે, અને પાછા ચાલ્યા જાય છે.

આ વિષયને અંતે જણાવેલા દૃષ્ટાન્ત ઉપરથી આપણને જણાય છે કે 'દેવો' અને 'ભૂદેવો' આ જગતને મદદ કરવાના કામમાં પોતાની શક્તિના પ્રમાણમાં ભાગ લે છે. આપણે પણ જો ભૂદેવ થવું હોય, પૃથ્વીપર વસવા છતાં દેવ જેવું બીજાઓને મદદ કરવાનું ઉત્તમ અને પવિત્ર કામ કરવું હોય તો આપણામાં કયા સદ્ ગુણો જોઈએ તે બાબત હવે આપણે વિચારીશું. આ સંબંધમાં આ બાબતના અતિ અનુભવી એક ગુપ્ત મદદગાર અથવા ભુ–દેવના શબ્દોનોજ ઉતારો આપવો એ મને વધારે ઉચિત લાગે છે. તે પૂજ્ય ભુ–દેવ જણાવે છે કેઃ—

જે ગુપ્ત મદદગાર થવાની ઇચ્છા રાખે તેનામાં કેવા સદ્ગુણો હોવા જોઈએ, તે વિષે કાંઇ છુપું નથી. કયા સદ્ગુણો આ કામ માટે જરૂરના છે, તે જાણવું મુશ્કેલ નથી, પણ તે ગુણો આપણામાં પુરેપુરા ખીલવવાનું કામ તો અલબત મુશ્કેલ છે.

## ૧. પવિત્ર મન, મનની એકાગ્રતા અથવા મનની એકજ વિષયપર સંપૂર્ણ આસ્થા.

પ્રથમ તો મહાત્માઓ અથવા મહાન્ દેવો અથવા આપણા ઇષ્ટદેવ જેથી પ્રસન્ન થાય એવું, આપણાથી બની શકે એવું મોટું કામ આપણે શોધી કાઢવું. અને જગતનાં સર્વ કામો કરવા છતાં આપણા હૃદય આગળથી એ મોટું કામ—એ મોટી ઉચ્ચભાવના—જરા પણ દૂર ન થાય એમ કાળજી રાખવી. તે કામનેજ મુખ્ય ગણીને આપણે અંતઃકરણપૂર્વક આપણું સર્વસ્વ તે કામ પાછળજ લગાડવું. આપણે, પ્રથમ તો, ઉપયોગી અને નિરૂપયોગી કામો વચ્ચેનો તફાવત જોતાં શિખવું. એટલુંજ નહિ, પણ ઉપયોગી કામોમાં પણ આપણાથી બની શકે એવું ઉત્તમમાં ઉત્તમ કામ પસંદ કરવું. કોઇ નજીવું ભલું કામ જે બીજા મનુષ્યથી સહેલાઇથી થઇ શકે, અને બીજો મનુષ્ય જેથી પુણ્ય મેળવી શકે, તેવા ઉતરતા કામમાં આપણો સમય આપણે ગુમાવવો નહિ. પણ આપણા જ્ઞાન અને શક્તિના પ્રમાણમાં કોઈ ચઢતા પ્રકારનુંજ કામ બજાવવાનુંજ માથે લેવું. જે મનુષ્ય આવો ગુપ્ત મદદગાર થવાની ઇચ્છા રાખે છે, તેણે બ્રહ્મજ્ઞાન અથવા આત્મજ્ઞાનને માટે આ સ્થૂળ ભુવન ઉપર તેનાથી બની શકે એવું ઉત્તમમાં ઉત્તમ કામ હાથમાં લેઈ તે બજાવવાનો પ્રારંભ કરવો જોઇએ.

આ સ્થળે મારે ચેતવણી રૂપે જણાવવું જોઇએ કે, આપણે માથે લીધેલી સાંસારિક ફરજો નાખી દેવી એમ હું કહેવા માગતો નથી. આપણા સંજોગોને લેઈ આવી પડેલી સાંસારિક ફરજો જરૂર અદા કરવી, પણ કોઈ પણ પ્રકારની નવી સાંસારિક જોખમદારી

માથે લેવી એ ડહાપણ ભરેલું નથી. જે કાંઇ ફરજો કર્મના નિયમ પ્રમાણે આપણે માથે આવી પડી હોય, તે અવશ્ય બજાવવી. તે છોડી દેવાનો આપણને હક નથી. આપણી સ્ત્રી અથવા તો આપણી સંતતિ અથવા તો ઘરડાં માબાપને નિરાધાર સ્થિતિમાં રખડતાં મૂકી સંન્યાસી થઈ જવાનો આપણને હક નથી. જ્યાં સુધી કર્મ પ્રમાણે જે સંજોગોમાં આપણે મૂકાયેલા હોઇએ, તે સંજોગોને લગતી ફરજો આપણે અદા ન કરીએ, ત્યાં સુધી આપણે ઉત્તમ પ્રકારનાં કામો કરવાને કદાપિ લાયક બની શકીશું નહિ. પણ ઉંચ કામ કરવાની ઉત્તમ ભાવના હૃદય આગળ દરેક પળે રાખી આપણી ફરજો બજાવવી જોઇએ, અને આપણે જે જે કામ કરીએ તે તે આપણે કૃપાળુ મહાત્માઓના ચરણકમળમાં અર્પણ કરવું જોઇએ.

## ૨. સંપૂર્ણ આત્મસંયમ—પોતાની જાતપર કાબુ.

સૂક્ષ્મ—ગુપ્ત શક્તિઓ આપણને મળે તે અગાઉ આપણી ઇદ્રિઓ ઉપર સંપૂર્ણ કાબુ મેળવવો જોઇએ. આપણા સ્વભાવ અથવા લાગણીઓ ઉપર એટલો કાબુ મેળવવાની જરૂર છે કે આપણે જે જોઇએ અથવા સાંભળીએ, તેથી આપણને જરા પણ ગભરામણ કે સંક્ષોભ ઉત્પન્ન થાય નહિ. કારણ કે આવા સંક્ષોભથી આ જગત્ કરતાં સૂક્ષ્મ ભુવનોમાં વધારે ભય ભરેલો ગભરાટ થાય છે. વિચારબળ એ આખા જગતમાં બધાં બળો કરતાં વધારે મોટું બળ છે. પણ અહીં આ જગતમાં આ સ્થૂળ મગજને લીધે તે બળ બરાબર પ્રકટ થઈ શકતું નથી. પણ સૂક્ષ્મભુવનોમાં તે વિચારબળ ઘણુંજ છુટું હોવાને લીધે હદ વગરનું હોય છે. જેની શક્તિઓ ખીલેલી છે, તેવો મનુષ્ય જો સૂક્ષ્મભુવન પર

બીજા કોઈ મનુષ્ય પર ક્રોધ કરે તો તે મનુષ્યને તે ઘણીવાર ગંભીર અથવા તો પ્રાણઘાતક નુકસાન કરે છે. એટલે કે મનુષ્યનું મરણ પણ થાય છે. આપણા જ્ઞાનતંતુઓ (Nerves) ઉપર આપણો એટલો બધો કાબુ હોવો જોઇએ છે કે એથી કરીને સૂક્ષ્મ ભુવન ઉપર જો કાંઈ આપણે એકાદ કલ્પિત કે ભય ભરેલો દેખાવ જોઇએ તો તેથી ડરીએ નહિ અને તેની સામે પુરતી હિમ્મતથી ટટાર ઉભા રહી શકીએ. આ સંબંધમાં એટલું ખુશ થવા જેવું છે કે જ્યારે કોઈ પણ ગુરૂ અથવા મહાત્મા કોઈ પણ મનુષ્યને સુક્ષ્મ ભુવન પર પ્રથમ જાગૃત કરે છે, ત્યારે તે મનુષ્યનાં તે ભુવન પરનાં કામ માટે અને સલામતી માટે તે ગુરૂ અથવા મહાત્મા પોતાને માથે જોખમદારી લે છે. માટે જો નવા શિખાઉઓમાં એકલા રહી સૂક્ષ્મભુવનમાં કામ કરવાની હિમ્મત ન આવી હોય તો તેના મદદ કરનારને તેની સલામતી માટે હમેશાં તેની પાછળ પાછળ ભમવું પડે, અને આમ કરવાને માટે તે ગુરૂને પોતાના અમૂલ્ય સમયનો મોટો ભોગ આપવો પડે; માટે જ્યારે ચેલામાં ઘણે અંશે હિમ્મતનો ગુણ ખીલ્યો હોય છે, ત્યારેજ તેને સૂક્ષ્મભુવન પર જગાડવામાં આવે છે. શિખાઉની હિમ્મતની ખાતરી કરવાને માટે અને તેને તે કામમાં લાયક બનાવવાને માટે અસલના સમયની માફક હાલમાં પણ પૃથ્વી, પાણી, હવા અને અગ્નિની કસોટીઓમાંથી તેને પસાર થવું પડે છે. બીજી રીતે કહીએ તો આ નવા શિખાઉને શબ્દોથી નહિ પણ ખાસ અનુભવથી ખાત્રી કરવી પડે છે કે અગ્નિ તેના સૂક્ષ્મ શરીરને બાળી શકશે નહિ, પાણી તેને ડુબાડી શકશે નહિ, પાણી તેને ભીંજવી શકશે નહિ, અને પર્વત તેના માર્ગમાં વિઘ્નરૂપ થશે નહિ. જ્યારે આપણે આ સ્થૂળ

શરીરમાં હોઈએ છીએ, ત્યારે આપણને એવું માનવાની મજબુત ટેવ પડી ગએલી હોય છે કે અગ્નિથી આપણે બળીએ છીએ, પાણીમાં ડુબી મરીએ છીએ, નક્કર પદાર્થમાંથી આપણાથી પસાર થઈ શકાતું નથી, અને આસપાસની ખુલ્લી હવાની વચમાં આપણાથી અધર રહેવાતું નથી. આ વિચાર એટલો બધો હૃદયમાં સજ્જડ ચોંટી ગયેલો હોય છે કે સૂક્ષ્મ શરીર આ સઘળી અડચણોથી મુક્ત છે, એવી ખાત્રી તેમને મહા મહેનતે અને બહુ વખતે થાય છે. તેઓને એકદમ ખાત્રી થતી નથી કે આ સૂક્ષ્મ શરીર ગમે એવા મ્હોટા પર્વતો કે ખડકોની વચ્ચેથી કે જમીનના નીચલા ભાગમાં અડચણ વગેરે સહેલાઇથી પસાર થઈ શકે છે, તે શરીર પર્વતોની ગમે તેવી ઉંચી ટોચો પરથી વગર હરકતે નીચે કુદકા મારી શકે છે, પુરતા વિશ્વાસથી અને સહેજ પણ ભય વિના જ્વાળામુખી પર્વતોનાં મુખમાં પેસી શકે છે, તેમજ મહાસાગરના અથાગ અને ઉંડા જળની તળીએ સહેલાઈથી અને વગર હરકતે જઈ શકે છે.

તોપણ એક માણસ જ્યાં સુધી સારી પેઠે જાણે નહિ— જાણે એટલું જ નહિ પણ તે પ્રમાણે પોતાના જ્ઞાન અને અનુભવથી કામ કરવાને તે લાયક બને નહિ ત્યાં સુધી, તેવો મનુષ્ય સૂક્ષ્મ ભુવન ઉપર કામ કરવાને ઘણોખરો નાલાયક છે; કારણ કે અગત્યના પ્રસંગે, જે પ્રસંગો ઘણીવાર આવે છે તેવે પ્રસંગે—કોઇ પણ કાર્યમાં બેધડક આગળ વધતાં તે અચકી જાય અથવા બીકથી પાછો હઠે, અને આ સ્થૂલ શરીરના સંબંધથી મનમાં દાખલ થયેલી બીકથી યા હોમ કરીને પોતાનું શરીર ઝીપલાવતાં ડરી જાય. આમ ન થવું જોઇએ, તેટલા જ માટે સૂક્ષ્મ ભુવન ઉપર કામ કર-

વાની ઇચ્છાવાળા અભ્યાસીને સઘળી કસોટીઓમાંથી અને તરેહ-વાર અનુભવમાંથી પસાર થવું પડે છે. આ રીતે તે ધીમે ધીમે શિખે છે—જ્ઞાન મેળવે છે. ઘણાજ ભય ભરેલા અને ત્રાસ ઉપજાવે તેવા દેખાવો અને કમકમાટ ઉપજાવે તેવા સંજોગો સામે તેને શાંતિથી અને હિમ્મતથી કામ કરવાનું હોય છે, અને જ્યારે ગુરૂની સંપૂર્ણ ખાત્રી થાય છે કે ગમે તેવા અણગમતા અને ત્રાસદાયક બનાવો કે દેખાવો વચ્ચે પણ પોતાનો શિષ્ય ગભરાશે નહિ પણ હિમ્મત રાખી શકશે, અને ફરમાવેલું કામ કરી શકશે, ત્યારેજ આ સૂક્ષ્મભુવન ઉપર તે નવા શિખાઉને તેનું કાર્ય કરવા ગુરૂ તરફથી એકલો છૂટો મુકવામાં આવે છે.

આ સાથે આપણાં મન અને લાગણીઓ ઉપર પણ કાબુ મેળવવાની જરૂર છે. જેનું મન વશ નથી, જેનું મન એકાગ્ર નથી, તે કદાપિ બીજાને મદદ કરવાને લાયક બની શકશે નહિ. અનેક પ્રકારનાં ખેંચાણકારક પ્રસંગો અને ભયકારક બનાવો વચ્ચે તેને કામ કરવાનું હોય છે. જો હવે તે પોતાના મનને એકાગ્ર બનાવતાં ન શીખ્યો હોય તો તે મનુષ્ય કાંઈ પણ સારૂં કામ ધાર્યા પ્રમાણે કરી શકશે નહિ. ભટકતા મનવાળો મનુષ્ય આ ભુવન તેમજ સૂક્ષ્મભુવન ઉપર નકામો છે.

ઇચ્છાઓને કાબુમાં રાખવાનો હેતુ એ છે કે સૂક્ષ્મભુવનમાં મનુષ્ય જેની ઇચ્છા કરે છે તે પોતાની નજર આગળ જુએ છે: ત્યાં કોઈ પણ ચીજ મેળવવાને માટે 'ઇચ્છા'જ પુરતી છે. હવે જો આપણી ઇચ્છાઓ હલકી હોય તો હલકા પદાર્થો આપણી નજર આગળ આવી ઉભા રહેશે; આથી આપણે તેમાં લોભાઇ જઈશું અને બીજાઓને સહાય કરવાનું કામ થઇ શકશે નહિ. જો તે

સમયે આપણા ગુરૂદેવ આપણી પાસે હોય તો તે વખતે આપણુને ભારે લજ્જા ઉત્પન્ન થાય છે. માટે આ કામના અભ્યાસીએ હલકી ઈચ્છાઓ ઉપર પૂર્ણ કાબુ મેળવવો જોઇએ.

૩. શાંતિ–આ ગુણુની આ માર્ગના અભ્યાસીમાં ખાસ જરૂર છે. ચિંતા, ઉદાસી, ઉદ્વેગ, શોક વગેરે બિલકુલ અસર ન કરી શકે તેવી મનની શાંતિ જાળવવાની ઘણી જરૂર છે. ગુપ્ત મદદગાર થવા ઈચ્છનારે જે કામ કરવાનાં છે, તેમાંનું મુખ્ય લોકોને શાંતિ આપવાનું, લોકોની દિલગીરી, ઉદાસી અને ફીકર દૂર કરવાનું છે. પણ મદદ કરનારનું પોતાનું જ મન ખીજવાટ, ઉશ્કેરણી, ચિંતા, શોક વગેરેથી ભરપૂર હોય તો તે બીજાને શું મદદ કરી શકે? જે પોતે બંધાયેલો હોય તે બીજાને શી રીતે મુક્ત કરી શકે? આ વીસમી સદીની કાંઈક જુદાજ પ્રકારની ધાંધળ, ઘોંઘાટ, નજીવી બાબતો માટે લાંબી લાંબી ચર્ચાઓ, અને 'કાગનો વાઘ' અથવા તો 'રજનું ગજ' બનાવાની ટેવ–આ સર્વ ગુપ્ત જ્ઞાનના વધારાને માટે ઘણુંજ નુકસાનકારક છે. આપણામાંના ઘણાખરા પુરૂષો એક નજીવી બાબતને મોટું રૂપ આપવાનો ખ્યાલ કરીએ છીએ, અને નકામી બાબતને ગંભીર જેવું ગણીને ચિંતાતુર થવામાં અમૂલ્ય સમય ગુમાવીએ છીએ, અને આથી શાંતિ આપણાથી હજાર ગાઉ દૂર ભાગે છે.

જેઓ બ્રહ્મવિદ્યાના ભક્ત છે, તેઓએ તો મૂર્ખાઈ ભરેલો સંક્ષોભ અને વગર કારણુની નકામી ચિંતા યા ઉદાસીને પોતાના દિલમાંથી દૂર કરવી જોઇએ. જેઓ આખા વિશ્વનું જ્ઞાન મેળવવાને આતુર છે, તેઓએ તો મન સાથે દૃઢ નિશ્ચય કરવો જોઇએ કે 'જે કાંઇ બને છે, તે ભલાને માટેજ થાય છે.' આ વિચાર બ્રહ્મ-

જ્ઞાનને મળતો છે, અને તેટલા માટે ઈશ્વરી છે; એમ ચોકસ માનવું. કારણ કે દરેક મનુષ્યમાં જે કાંઈ સારૂં અને પવિત્ર તત્ત્વ છે તેજ સ્થાયી છે, અને જે કાંઇ અશુભ કે અપવિત્ર જણાય તે થોડા વખતનું છે. બ્રાઉનીંગ નામના કવિએ ખરેખર કહ્યું છે કે " બુરૂં તે કાંઈજ નથી, તેની હયાતી જ નથી. પણ તે અશુભની પેલી પાર દિવ્ય હયાતીમાં સઘળું શાંત, આનંદથી અને સૂક્ષ્મ આશીર્વાદોથી ભરપુર છે." આ કારણથીજ આ બાબતના જાણકાર મહાત્માઓ, પવિત્ર પુરૂષો અને જગદુદ્ધારકો સદા શાંત સ્વભાવ રાખે છે. તેઓ જાણે છે કે આખરે સઘળું ઠીક અને સારૂંજ થશે; તેથી તેવા જ્ઞાનને લીધે તેઓ શાંતિ સાથે આનંદ પણ મેળવી શકે છે. આ કારણથી જેઓને મહાત્મા પુરૂષોને પગલે ચાલવું હોય તેઓએ ચિંતા શોક અથવા ઉદ્વેગ વગરની સ્થિતિમાં રહેવાની ટેવ પાડવી જોઇએ.

૪. **જ્ઞાન**—મનુષ્યને જે ભુવન ઉપર કામ કરવાનું છે, તે ભુવનને લગતું જ્ઞાન તેણે મેળવવું જોઇએ. આ બાબતનું જ્ઞાન જેમ મનુષ્યને વધારે હોય તેમ તે વધારે ઉપયોગી બની શકે. આ કામને માટે લાયક થવાને ગુપ્તજ્ઞાન અને અધ્યાત્મને લગતાં પુસ્તકોમાં જે કાંઇ માહેતીઓ પ્રકટ થયેલી છે, તે સઘળું સંભાળથી વાંચી, વિચારી મનન કરવું જોઇએ. જેઓને વધારે ઉપયોગી કામ કરવાનું હોય, તેઓને વારે ઘડીએ પૂછી તેઓનો અમૂલ્ય વખત લેવો જોઇએ નહિ. પણ અત્યાર અગાઉ પુસ્તકોમાં જે કાંઈ પ્રગટ થયું હોય તે જાતે વાંચીને અભ્યાસ કરવો જોઈએ. જે કોઇ અભ્યાસી આવાં પુસ્તકો વાંચી, તેને લગતું જ્ઞાન મેળવવા ઉદ્યમ કરતો નથી, તેણે કદાપિ સૂક્ષ્મભુવનમાં પરોપકારને લગતાં કામો કરવાની આશા રાખવી નહિ.

૫. પ્રેમ—સૌથી છેલ્લો પણ સૌથી વધારે અગત્યનો ગુણ પ્રેમનો છે. આ સ્થળે મારે ભાર દેઇને જણાવવું જોઇએ કે આ પ્રેમ તે ફક્ત શબ્દોમાં દર્શાવાતો, અથવા સંજોગો બદલાતાં બદલાતો, કાંઈક ક્ષણિક જુસ્સો નથી. તેમજ સત્યને ખાતર હિમ્મતથી ઉભું રહેવાની જેનામાં તાકાત નથી, તેમજ જે લાગણી લાગણીરૂપે જ રહે છે પણ કદાપિ કાર્યના રૂપમાં બદલાતી નથી, તે લાગણી પણ પ્રેમના નામને યોગ્ય નથી. તેવા પ્રેમથી કાંઇ પણ મહત્વનું કાર્ય બજાવી શકાય નહિ. ખરો પ્રેમ અથવા સાચી પ્રીતિ તો તેનેજ કહી શકાય કે જેમાં ખોટો ડોળ હોય જ નહિ તેમજ બડાઇ પણ હોય નહિ અને જે વખત આવ્યે ગુપચુપ પરોપકારનું કામ કરવાને મનુષ્યને પ્રેરે છે. આવા પ્રેમવાળો મનુષ્ય હમેશ બીજાનું ભલું કરવાના પ્રસંગ શોધતોજ હોય છે, અને દરેક પ્રસંગે કોઇને પણ જણાવ્યા સિવાય તે તેના સંબંધમાં આવતા હરેક પુરૂષનું કલ્યાણ કરે છે. મનુષ્યને ધીમે ધીમે માલૂમ પડતું જાય કે પરમકૃપાળુ મહાત્માઓ સાથે એક થઈ, તેમના એક ગરીબ દાસ બની, તેમને કરવાનાં અનેક પરોપકારોનો બને તેટલો બોજો પોતે ઉપાડી લેવો એ એક પરિશ્રમ નહિ પણ આનંદનું કામ છે, તો તેવા મનુષ્યને ખરેખર ભાગ્યશાળી માનવો.

આવો પ્રેમ ! આવી પ્રીતિ ! આવી દયા ! ખરેખર તે ઉત્તમોત્તમ ગુણ છે. એ પ્રેમ હદવગરનો હોય છે અને દુનિયાના કોઇ પણ પ્રેમની સાથે તે સરખાવી શકાય તેમ નથી.

ઉપર જણાવેલા સદ્ગુણો ખીલવવાને 'ગુપ્ત મદદગાર' થવા ઈચ્છનારે સતત અને ચાલુ કોશીશ કરવી જોઇએ, અને કોઈ પણ મહાત્મા અથવા મહાત્માનો શિષ્ય સૂક્ષ્મભુવન ઉપર પરોપકારી કામ

કરવાને જગાડે તે પહેલાં, આમાંના બધા ગુણો થોડે ઘણે અંશે તેનામાં ખીલેલા હોવા જોઇએ. આ સ્થિતિ બહુ ઉચ્ચ છે અને તેટલાજ વાસ્તે પ્રાપ્ત કરવી એ મુશ્કેલ છે. તે છતાં કોઇએ પણ આ કામમાં નાસીપાસ થવું જોઇએ નહિ, અથવા તો તે મૂકી દેવું જોઇએ નહિ; તેણે જાણવું જોઇએ કે તે નિરંતર સંપૂર્ણ ભાન સાથે સૂક્ષ્મભુવન ઉપર ભય અથવા જોખમ વિના કામ કરવાને સમર્થ નથી છતાં હમણાં પણ જ્યારે તે તેવી હાલત મેળવવાને ખંત રાખે છે, ત્યારે પોતાની શક્તિના પ્રમાણમાં સૂક્ષ્મ ભુવન ઉપર જોખમ અને જવાબદારી વગરનું કેટલુંક કામ તે બજાવી શકશે.

જ્યારે રાત્રે આપણે ઉંઘીએ છીએ, ત્યારે આપણા શરીરમાંથી બ્હાર નીકળી દૂર જઇએ છીએ, તે વખતે આપણામાંનો કોઈ પણ મનુષ્ય કાંઇ પણ દયાળુ કે ભલું કામ કરી શકતો નથી, એમ નથી. મનુષ્ય જો ઇચ્છા કરે, તો ઉંઘમાં પણ કેટલુંક પરોપકારી કામ કરી શકે છે. ઉંઘમાં આપણે ઘણે ભાગે એક વિચારમાં તલ્લીન અથવા ગરક થઇએ છીએ. આપણા દિવસની જાગૃત સ્થિતિમાં જે વિચાર મુખ્ય હોય, તે વિચારમાં ઘણે ભાગે આપણે ઉંઘમાં રોકાઈએ છીએ. તેમાં મુખ્યે કરીને સૂતી વખતે આપણે જે છેલ્લો વિચાર કર્યો હોય છે, તે વિચાર ઉંઘમાં ઘણે ભાગે પોષાય છે. આપણો કોઇ પ્રિય મિત્ર, અથવા સગું વ્હાલું, અથવા તો કોઈ પણ મનુષ્ય જેને આપણે મદદ કરવા ઇચ્છતા હોઇએ, તે મનુષ્યને સઘળી રીતે મદદ કરવાનો વિચાર કરી, તેના તેજ વિચારનું રટન કરતાં આપણે ઉંઘવું જોઇએ. આનું પરિણામ એ જરૂર આવશે કે જેને તમે મદદ કરવા માગતા હો, તેને જરૂર મદદ મળશે. તે હજારો માઇલ દૂર હોય તોપણ અવશ્ય તમે તેને

મદદ કરી શકો છો. મદદ કરતી વખતે મદદ કરનારનું સૂક્ષ્મ શરીર મદદ લેનારની બાજુએ ભમતું ઘણી વાર મદદ લેનારના જોવામાં આવે છે. આવા ઘણા દાખલા નોંધાયેલા છે.

કોઇએ પણ નાઉમેદ થઈ એમ ન ધારવું કે આવા ભલા કામમાં તે કાંઇ પણ ભાગ લેઈ શકે નહિ. આમ વિચારવું એ ભૂલ ભરેલું છે. કારણ કે જે મનુષ્ય વિચાર કરી શકે છે, તે બીજાને મદદ પણ કરી શકે. આવું પરમાર્થી યાને પરોપકારી કામ ઉંઘતી વખતે કરવું એમ પણ નથી. કોઇ પણ વખતે દિવસે કે રાત્રે જ્યારે તમને માલૂમ પડે કે તમારો કોઈ સગો કે દોસ્ત માંદો છે, કે દુઃખ કે સંતાપમાં છે, અને તમે તેને મદદ કરવા ચ્હાતા હો, તો જરૂર તમારે તેને માટે ભલા, પ્રેમના, દિલસોજી ભર્યા વિચાર જોરથી કરવા. કદાચ સમજ સહિત તમારૂં સૂક્ષ્મ શરીર બહાર કાઢી મોકલવાનું તમને નહિ આવડતું હોય, તોપણ તમારા મજબૂત અને ભલા વિચારોનું એક રૂપ—આકાર બંધાશે, અને તે જેને તમે મદદ કરવાને ધારતા હો તેને જરૂર મદદ કરશે, એમાં જરા પણ શક કે સંદેહ રાખવા જેવું નથી. જે પ્રમાણમાં તમારા વિચારો એકાગ્ર હશે, અને જે પ્રમાણમાં તમારી શુભ લાગણી બળવાળી અને વિખરાયા વગરની હશે, તે પ્રમાણમાં વધારે જલદીથી અને ફાયદાકારક રીતે, તે મનુષ્યને મદદ થશે. વિચાર એ ખાલી હવાઇ કલ્પના નથી, પણ વિચાર એ ખરી વસ્તુ છે અને જેની અંતરદૃષ્ટિ ખીલેલી છે તેવા મનુષ્યો તે વિચારને જોઇ પણ શકે છે. આ ઉપરથી આપણને જણાશે કે જગતનું ભલું કરવાને જેટલો એક પૈસાદાર મનુષ્ય સમર્થ છે, તેટલોજ એક ગરીબમાં ગરીબ મનુષ્ય પણ છે. તદ્દન અપંગ અને લાચાર મનુષ્ય પણ પોતાના વિચારો અને શુભ આશિ-

ષથી બીજાનું કલ્યાણ કરી શકે છે, આપણે ભાન સહિત સૂક્ષ્મ ભુવન ઉપર કામ કરવાને શક્તિમાન થઇએ તે અગાઉ પણ, ઉપર પ્રમાણે કામ કરીને અત્યારથી પણ આપણે ગુપ્ત મદદ કરનારાઓની ટુકડીમાં સામેલ થઈ શકીએ. આ લેખ વાંચી દરેક મનુષ્યે ભલા વિચારો કરીને તે પરમાર્થિ ટુકડી સાથે જોડાવું જોઇએ.

---

# ગુપ્ત મદદગારનાં થોડાંક દૃષ્ટાંતો.

---

(૧)

લંડનના પરામાં કામ કરતો એક મજુર બે છોકરાંને નિરાધાર અને મા વગરનાં મુકી મરી ગયો. તેના મરણ પછી ત છોકરાની સંભાળ કરનાર કોઈ નથી, એ વિચારમાં તેનું મન એટલું બધું ગરક થઈ ગયું હતું કે તે આગળ વધી શકયો નહિ. તે મજુર હતો અને વિલાયતમાં ખર્ચ પુષ્કળ હોવાથી તે કાંઇ પણ ધન બચાવી શકયો નહતો. તેની સ્ત્રી અગાઉ મરણ પામી હતી. અને જે ઘરમાં તે રહેતો તે ઘરની માલીક બાઇ જો કે બહુ દયાળુ અન્તઃકરણની હતી, છતાં આ બે છોકરાંને દત્તક લેઇ ઉછેરી શકે એવી પૈસા સંબંધી તેની સ્થિતિ નહતી. તેથી તેણી નાખુશીથી એવા ઠરાવપર આવી હતી કે, અનાથાશ્રમમાં તે બે છોકરાંને મોકલી આપવાં. આથી તે મરણ પામેલા પિતાને અત્યંત દુઃખ થતું હતું હતું; જોકે તે ઘરની માલીક બાઇને ઠપકો આપતો ન હતો છતાં શું કરવું તે તેને સૂઝતું નહતું.

આપણા ‘ ગેબી મદદગારે ’ તે પિતાને પૂછ્યું: “ જેને તમે આ છોકરાઓ નિર્ભયરીતે સોંપી શકો એવો કોઈ પણ તમારો સ્વજન છે ? ”

તે મરણ પામેલાએ જવાબ આપ્યો: “એવો તો કોઈ મારો સગો નથી પણ મારે એક નાનો ભાઈ હતો, અને જો તે મારી હકીકત જાણે તો જરૂર મદદે આવ્યા વિના રહે નહિ. પણ છેલ્લા પંદર વર્ષથી તે મને છોડી ચાલ્યો ગયો છે, અને હાલ તે ક્યાં રહે છે, અથવા જીવે છે કે મરી ગયો છે, તેની પણ મને ખબર નથી. છેલ્લીવાર જ્યારે મને પત્ર મળ્યો ત્યારે એવી ખબર પડી હતી કે તે સુતારને ત્યાં નોકર તરીકે રહેલો છે. તે હોંશીઆર અને મહેનતુ હોવાથી મને આશા છે કે જો બરાબર રીતે તે ચાલ્યો હશે તો અત્યારે તેનું કારખાનું સારી રીતે ચાલતું હશે.”

આટલાજ ઉપરથી તેના ભાઈને શોધી કાઢવો એ કામ સહેલું ન હતું, છતાં તે બિચારાં નિરાધાર બાળકોની તેમજ તેના પિતાની દયામણી સ્થિતિ ખાતર તે કામ તે ‘મદદગારે’ મન ઉપર લીધું. તે મરણ પામેલાને સાથે લેઇ તે ‘મદદગાર’ પોતાના સૂક્ષ્મ શરીરમાં શોધવા નીકળ્યો અને ઘણી મહેનતે અને ઘણા કલાક સુધી શોધ કર્યા પછી તે ભાઇ માલુમ પડયો.

અત્યારે તે પોતેજ મોટો સુતાર બનેલો હતો અને ઘણાક નોકરો તેના હાથ નીચે કામ કરતા હતા. તેની પૈસા સંબંધી સ્થિતિ સારી હતી. તે પરણેલો હતો, છોકરાંની તે બહુ ઇચ્છા કરતો હતો પણ તેને છોકરૂં છૈયું ન હતું. ટુંકમાં કહીએ તો આ કામને બરાબર બંધબેસતો આવે તેવોજ તે મનુષ્ય હતો.

હવે તેને ખબર શી રીતે આપવી એટલોજ સવાલ હતો. સારા ભાગ્યે તે નિર્મળ હૃદયનો હતો અને તેથી આપણા ‘મદદગારે’ ત્રણ રાત્રી સુધી તેને સ્વપ્ન આપ્યાં અને સ્વપ્ન મારફતે તેને સૂચવ્યું કે “તારો ભાઈ મરી ગયો છે, તેના બે છોકરા નિરાધાર

સ્થિતિમાં છે, તે અમુક ગામમાં અમુક સ્ત્રીને ત્યાં રહેલા છે, માટે તું ત્યાં જા અને તેમને લાવીને ઉછેર." આવો ભાવાર્થ જે રીતે તેના મનપર ઠસે તેવાં સ્વપ્ન આપ્યાં. આ સ્વપ્નની તેને એટલી બધી અસર થઈ કે તેણે પોતાની સ્ત્રીને તે સ્વપ્નની હકીકત કહી, તેથી તેણીએ તે શિરનામે પૂછાવવા કહ્યું, પણ તે તેને પસંદ પડયું નહિ. જાતેજ ત્યાં જવાનો ને તે ઘર આગળ પુછપરછ કરવાનો વિચાર કર્યો. એવામાં તેની સ્ત્રી બોલી ઉઠી: "સ્વપ્ન તો આળપંપાળ છે; એવા મગજના ખોટા ખ્યાલ સારૂ આખા દિવસનો રોજ શા સારૂ ખોવો ? માટે ત્યાં જશો કરશો નહિ."

તેણે ત્યાં જવાનો વિચાર માંડી વાળ્યો. આ રીતે જ્યારે તે મદદગાર પોતાના કામમાં ફતેહમંદ ન નીવડયો, ત્યારે તેણે બીજી યુક્તિ પસંદ કરી. આ પૃથ્વી ઉપર વસતા તે 'મદદગારે' એક કાગળ તેના ભાઇ ઉપર લખ્યો અને તે કાગળમાં સ્વપ્નમાં તેણે જે જોયું હતું તેવી બધી બાબત અને છોકરાઓની સ્થિતિ વગેરે લખી મોકલ્યું. આ કાગળ મળતાંજ તેના સ્વપ્નની તેને ખાત્રી થઇ, અને જરા પણ વિલંબ ન કરતાં તે ચાલી નીકળ્યો અને જ્યાં તેના ભાઈના બે છોકરા રહેતા તે ઘર આગળ આવી પહોંચ્યો. તે ઘરની માલીક સ્ત્રીએ તેને સારો આદરસત્કાર આપ્યો. આટલા દિવસ સુધી તે 'મદદગારે' સ્વપ્ન મારફતે તે ડોશીને પણ સૂચવ્યું હતું કે કોઇને કોઇ માણસ આવી તે છોકરાંને તેડી જશે, માટે તેટલા થોડા દિવસ સુધી તમે છોકરાંને સાચવી રાખજો. આ કારણથીજ તે ડોશીએ છોકરાંઓ અનાથાશ્રમમાં મોકલી દીધાં ન હતાં. હવે તે છોકરાંનો કાકો તેમને પોતાને ઘેર લેઈ ગયો, અને પોતાને છોકરૂં ન હોવાથી, તેમને તેણે પોતાના પેટના છોકરાની માફક પાળ્યા.

તે મરણ પામેલો પિતા પણ હવે ચિંતારહિત થયો અને આનંદ પામી ' આગળ ચાલ્યો ગયો. ' આવી ગુપ્ત રીતે દેવો કામ કરે છે.

(૨)

મરણ પામેલાને દેવે આપેલી સહાયનો દાખલો આપણે ઉપર વિચારી ગયા. હવે જીવતાને તેઓ કેવી રીતે મદદ કરી શકે છે તે આપણે વિચારીએ.

એક વખતે મદ્રાસના નાના ગામડામાં એક ખેડુત અને તેની સ્ત્રી પોતાના ખેતીના કામમાં રોકાયલાં હતાં, અને તેઓનાં બે નાનાં છોકરાં ખેતર બહાર રમતાં હતાં. રમતમાં અને રમતમાં તેઓ ઘણે દૂર ચાલ્યાં ગયાં, અને ભૂલાં પડયાં. જ્યારે આખા દિવસના કામથી કંટાળી ગયેલાં માબાપ પોતાને ઘેર પાછા આવ્યાં, ત્યારે તેમને માલુમ પડયું કે છોકરાંઓ તો ઘેર નથી પણ ખોવાયાં છે. પાડોશીઓના ઘરમાં તપાસ કર્યા પછી ચારે બાજુએ પોતાના નોકરોને, સગાંવ્હાલાંને અને આડોશીપાડોશીઓને તે છોકરાંની સંભાળ કાઢવા દોડાવ્યા. તેઓએ ચારે બાજુએ તપાસ કરી, પણ કાંઈ પત્તો લાગ્યો નહિ. તેથી તેઓ નિરાશ થઈ પાછા ફર્યાં. તેવામાં આઘેથી તેઓએ કોઈક પ્રકારનો પ્રકાશ ખેતરમાં થઈ મુખ્ય માર્ગપર આવતો જોયો. તે સાધારણ દીવાના પ્રકાશ જેવો ન હતો, પણ ગોળા જેવું કાંઈ ચળકતું હતું. તેવા તે પ્રકાશમાં બે ભૂલાં પડેલાં છોકરાં આ બધા મનુષ્યોની નજરે પડયાં. તે છોકરાંઓનો બાપ અને તેના સોબતીઓ એકદમ તે પ્રકાશ ભણી દોડયા. જ્યાં સુધી તેઓ તે છોકરાની નજદીક આવી પહોંચ્યા ત્યાં સુધી તે પ્રકાશ ચાલુ રહ્યો, પણ જેવા તેઓએ તે છોકરાને હાથમાં લીધા કે પ્રકાશ અદૃશ્ય થયો અને તેઓ અંધારામાં ગોથાં ખાવા લાગ્યા.

છોકરાંઓને પૂછતાં તેઓએ જવાબ આપ્યોઃ "રાત પડી ગઈ તેથી અમોએ જંગલમાં બૂમો માર્યા કરી, પણ કોઈએ જ્યારે તે બૂમ ન સાંભળી, ત્યારે અમે ઝાડ તળે સૂઈ રહ્યા. તેવામાં કોઈ સુંદર સ્ત્રી હાથમાં દીવા સહિત આવી. તેણે અમને જગાડયા. હાથથી દોરી તે અમને ઘર ભણી લાવવા લાગી. જ્યારે અમે તેને કાંઈ સવાલ પૂછતા, ત્યારે તે હસતી હતી. પણ એક પણ શબ્દ બોલતી ન હતી!" આ પ્રમાણે તે બે છોકરાઓએ વાત કરી અને ઉથલાવી ઉથલાવીને સવાલ પૂછતાં છતાં તેઓ તો તે મતનેજ વળગી રહ્યા.

આ બનાવ એટલો બધો સ્પષ્ટ છે કે તેમાં દેવે લીધેલા ભાગના સંબંધમાં વિશેષ સમજણ આપવાની જરૂર નથી.

(૩)

એક વકીલ કે જેની સ્ત્રી એક વર્ષ ઉપર મરણ પામી હતી તે પોતાના એક છોકરા અને છોકરીને લેઇ પોતાના મિત્રને પાસેના ગામમાં મળવા ગયો હતો. તે બે છોકરાં તેમજ તેના મિત્રનાં છોકરાં સાથે રમવા લાગ્યાં. તેના મિત્રનું મકાન એક ભવ્ય મહેલના ખંડેરમાં આવેલું હતું, અને તે ખંડેરના લાંબા અંધારા ગલીવાળા રસ્તામાં છોકરાઓ રમતા રમતાં આગળ વધી ગયા, પણ ત્યાંથી તેઓ એકદમ પાછા દોડી આવ્યા અને તેમના પિતા પાસે ઉપર જઈ કહેવા લાગ્યા કે "અમને અમારી મા મળી, તેણે અમને કહ્યું કે અહીંઆં રમશો નહિ, ઉપર જતા રહો; એમ કહી તે અદૃશ્ય થઈ ગઈ!" પાછળથી તપાસ કરતાં માલૂમ પડયું કે તે ગલીવાળા માર્ગમાં ઉંડો કુવો હતો અને તે છોકરાઓ જરાક આગળ વધ્યા હોત તો તરત કુવામાં પડી મરણ પામત. આ રીત્તે માનો પ્રેમ મરણ પછી છોકરાઓની સંભાળ રાખે છે.

# છેવટના બે બોલ.

---

આ લખનાર સારી રીતે જાણે છે કે આ વિષય પર સર્વની શ્રદ્ધા બેસી શકશે નહિ. આજકાલ ‘ દેવો ’ ના નામે અને ‘ ભૂતો ’ ના નામે એટલા બધા ઢોંગ સોંગ ચાલે છે કે જેથી ખરી વાતો પણ મનાવવી મુશ્કેલ થઇ પડી છે. પણ તે માટે શોક કરવો નકામો છે. જેઓ પવિત્ર છે–જેઓ પરોપકારી છે–જેઓ વિવેક સાથે શ્રદ્ધા ધરાવે છે તેઓને તો આ વાતો જેવી વાતો પોતાના સંબંધમાં બન્યાના દાખલા જોવા મળ્યા હશેજ, અગર નજીકના ભવિષ્યમાં મળશેજ. જેમને આ વાતો માનવી ન ગમતી હોય તેમને આ લેખક ટુંકમાં અરજ કરે છે કે, આ વાત માનો તો તેથી તમારા ધર્મને કાંઈ નુકસાન થવાનું નથી અને ન માનો તો સત્યને કે દેવોને કાંઇ નુકસાન થવાનું નથી. માનવાથી સારાં કામો કરવામાં તમને શ્રદ્ધા બંધાશે અને શ્રદ્ધાથી તમે પરોપકારના કામમાં કંટાળો કે ડર રાખવાનું ભૂલી જઇ હિમ્મતવાળા બનશો ( કારણ કે એવા કામમાં ગુપ્ત મદદ કરનાર દેવો દૂર નથી. એવી તમને ખાત્રી હોય છે ) : એટલો લાભ છે. આ માન્યતામાં શ્રદ્ધા રાખવી એ ખોટ વગરનો ધંધો છે.



# વિવિધ ગ્રંથમાળામાં

## જાહેર ખબર છાપવાના દર.

હાલ આ ગ્રંથમાળાનાં દર માસે ત્રેવીસસો પુસ્તકો નીકળે છે. સર્વને સુગમ થવા અર્થે જાહેર ખબરોના ભાવ મુદત પર ન ઠરાવતાં પુસ્તકોની સંખ્યા ઉપર ઠરાવ્યા છે તે નીચે પ્રમાણે છે.

| જાહેર ખબર કેટલાં પુસ્તકોમાં છપાશે. | એક પેજનો ભાવ રૂ. | અર્ધા પેજનો ભાવ રૂ. | પા પેજનો ભાવ રૂ. | ત્રણ લાઇનનો ભાવ રૂ. |
|---|---|---|---|---|
| ૨૫૦૦૦ | ૩૦ | ૧૮ | ૧૦ | ૬ |
| ૧૫૦૦૦ | ૨૦ | ૧૨ | ૭ | ૪ |
| ૧૦૦૦૦ | ૧૫ | ૯ | ૫ | ૩ |
| ૫૦૦૦ | ૧૦ | ૬ | ૩ | ૨ |
| ૨૦૦૦ | ૫ | ૩ | ૨ | ૧ |

**સૂચના:**—(૧) બસો ચારસો કમી જાસ્તી પ્રતમાં છપાશે તે બદલે કાંઇ વધઘટ થશે નહિ. (૨) એક પેજ રોયલ ૧૬ પેજી કદનું હોય છે જેમાં પાઇકા અથવા ઇંગ્લીશ ટાઇપની ૨૪ છાપેલી લાઇનો માઇ શકશે. દરેક લાઇન પોણાચાર ઇંચ લાંબી આવશે. (૩) પૈસા અગાઉથીજ લેવાશે. રૂ. ૧૫) થી વધુ થતા હશે તો બે હપ્તે પણ ચાલશે. (૪) જાહેર ખબર આપનારને આ ગ્રંથમાળાનાં પુસ્તકો જોઇએ તો તે બદલ પોતાને પસંદ હોય તે વર્ગનું મૂલ્ય જાહેર ખબરના મૂલ્ય સાથેજ મોકલવું જોઇયે. (૫) કોઇપણ જા. ખ. સ્વિકારવી કે નહિ તે વ્યવસ્થાપકની મરજીપર રહેશે. (૬) ગ્રંથમાળા સાથે પુસ્તક ૯૦ નાં હેન્ડબીલ વહેંચવા બદલ રૂ. ૧૨.)

**વ્યવસ્થાપક, સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.**

**ઠે. હાથી બીલ્ડીંગ ભાંગવાડીને નાકે, કાલબાદેવી રોડ—મુંબઇ.**

# આ ખાતામાં મળતાં તૈયાર પુસ્તકો.

| | | | |
|---|---|---|---|
| આર્યધર્મનીતિ તથા ચાણાક્યનીતિસાર પાકું પૂઠું ... | ૦ | ૧૦ | ૦ |
| અબળાહિતદર્પણ પાકું પૂઠું રૂ ૦-૫-૦ કાચું પૂઠું... | ૦ | ૨ | ૬ |
| શ્રીમદ્ ભાગવતનો એકાદશ સ્કંધ પાકું પૂઠું... ... | ૦ | ૬ | ૬ |
| શ્રીમદ્ ભાગવતનો દશમ સ્કંધ પાકું પૂઠું ... ... | ૦ | ૯ | ૦ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા ગુ૦ અર્થ સાથે સોનેરી પૂઠું ... | ૦ | ૪ | ૦ |
| શ્રીયોગવાસિષ્ઠનાં વૈરાગ્ય મુમુક્ષુ પ્રકરણ પાકું પૂઠું ... | ૦ | ૭ | ૦ |
| શ્રીયોગવાસિષ્ઠનાં સ્થિતિ તથા ઉપશમ પ્રકરણ ભેગાં ... | ૧ | ૮ | ૦ |
| શ્રીયોગવાસિષ્ઠનું નિર્વાણ પ્રકરણ ... ... ... | ૩ | ૦ | ૦ |
| સદ્ગુણી બાળિકા ... ... ... ... | ૦ | ૩ | ૦ |
| નશીબ ફેરવવાની કુંચી ... ... ... ... | ૦ | ૩ | ૬ |
| આર્યભિષક્ અથવા હિંદુસ્તાનનો વૈદરાજ ... ... | ૧ | ૮ | ૦ |
| આયુષ્ય વધારવાનો કીમિયો ( વૈદ્યક પુસ્તક ) ... | ૦ | ૫ | ૦ |
| સુબોધ રત્નમાળા છત્રીશી પૃષ્ઠ ૭૨૦ પાકું પૂઠું (કવિતા) | ૦ | ૧૪ | ૦ |
| જેસંગ કાવ્ય પૃષ્ઠ ૯૦૦ પાકું પૂઠું ... ... | ૧ | ૨ | ૦ |
| જીવનસંધ્યા ( ઉત્તમ નોવેલ ) ... ... ... | ૦ | ૬ | ૦ |
| જીવનપ્રભાત ( ઉત્તમ નોવેલ ) ... ... ... | ૦ | ૬ | ૦ |
| મહાવીર ગારફિલ્ડ ... ... ... ... | ૦ | ૬ | ૦ |
| ક્ષાત્રપત્નિ પ્રતાપ ( કાવ્ય ) ... ... ... | ૦ | ૧ | ૬ |
| સંગીત નીતિવિનોદ ... ... ... ... | ૦ | ૩ | ૦ |
| કથા.વિનોદ ... ... ... ... ... | ૦ | ૩ | ૦ |
| જાપાન ... ૦ ૪ ૦ અવતારનું અનુકરણ ... | ૦ | ૧ | ૪ |
| પૈસા કેમ કમાવા.? ... ... ... ... | ૦ | ૪ | ૦ |
| શ્રી ભગવાનની છબી ઉપદેશ સાથે લીલા રંગની નવી છે | ૦ | ૧ | ૦ |

**ઠે૦—સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય—કાલબાદેવીરોડ—મુંબઇ.**

# "ગદ્યપદ્ય-સંગ્રહ."

## (માસિક પત્ર).

આ માસિક માટે ગુજરાતના માનનીય સાક્ષરોની કસાયલી કલમથી લખાએલા સુપ્રસિદ્ધ લેખોમાંથી તેના અભ્યાસકો દ્વારા ઉચ્ચતર ભાગો ચુંટી કઢાવવામાં આવે છે. જે બન્ધુઓને અવકાશ થોડો છે તેમને અને જિજ્ઞાસુ બન્ધુઓને આ માસિક ઉપયોગી વાંચન પૂરૂં પાડનારૂં થઈ પડશે, એવી આશા છે. આ માસિકનો હેતુ છેક ન્હાનાં ગામોમાં વાંચનનો શોખ ઉત્પન્ન કરવાનો તેમજ અલ્પ પ્રયાસે ઉપયોગી જ્ઞાન પૂરૂં પાડવાનોજ છે. વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સાથે રૂ. ૧) છે. વર્ષની શરૂઆત કાર્તિક માસથી છે. ગ્રાહક થવા ઈચ્છનાર ગૃહસ્થોએ "ગદ્યપદ્ય સંગ્રહ" ના વ્યવસ્થાપકને **વડોદરા** "વત્સલ પ્રેસ" માં લખવું,

# "શિક્ષક."

## કેળવણીના વિષયોને ચર્ચતું માસિક પત્ર.

આ માસિક પત્રમાં કેળવણીની પ્રાચીન તેમજ અર્વાચીન ભારતીય તેમજ યુરોપીયન પદ્ધતિઓની બહુ સ્વતંત્રતાથી ચર્ચા ચલાવવામાં આવેછે. કોઈપણ રાજ્યનું આ પત્ર વાજીંત્ર નહિ હોવાથી સ્વતંત્રતાથી ચર્ચા ચલાવવામાં કોઈ પણ પ્રકારનો અંતરાય આવતો નથી, આવીરીતે ખાનગી સાહસથી અને સ્વતંત્રતાથી કેળવણીના વિષયોની ચર્ચા ઉપર જીવન ચલાવનારું ગુજરાતી ભાષામાં માત્ર આ એકલુંજ પત્ર છે. દેશીરાજ્યો અને બ્રિટિશરાજ્ય તરફથી તથા આર્યસમાજ આદિ મંડળો તરફથી આ પત્રને સારો આશ્રય મળતો જાય છે. દેશોદય મુખ્યત્વે કરીને બાળકોની કેળવણી ઉપર આધાર રાખે છે એમ જાણનારાએ અવશ્ય કરીને આવા સ્વતંત્ર પત્રને આશ્રય આપવા હાથ લંબાવવો એ દેશોદયના મૂળમાં પાણી સિંચવા બરાબરછે. આ હકીકત સુજ્ઞ જનોથી અજાણી ન હોય એટલે એવા જનો તરફથી આશ્રય મળશેજ એવી આશા છે. આથી વધારે પ્રાર્થના તંત્રી શી કરી શકે ?

જેમ જેમ આશ્રય વધારે મળતો જશે તેમ તેમ લવાજમ વધાર્યા વિના કદ વધતું જશે. હાલ ડેમી ચાર ફર્મામાં પ્રસિદ્ધ થાય છે. વાર્ષિક લવાજમ (ટપાલખર્ચ સાથે) રૂ.૧.

**નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ** તંત્રી "**શિક્ષક**" **મહેસાણા.**

## પુસ્તકો મંગાવનારને

# જાણી લેવા જેવો લાભ.

૫૦ વરસથી પ્રખ્યાત પુસ્તકો વેચનાર શા. મોતીલાલ મગનલાલની દુકાનેથી પાંચ રૂપિયાની ચોપડીઓ એકી વખતે ખરીદનારને એક રૂપિયાની કિંમતની ચોપડી ભેટ અપાય છે. બીજા બુકસેલરોના કે પબ્લીશરોના લિસ્ટમાંથી પુસ્તકો પસંદ કરી મંગાવનારને પણ ભેટ તો મળવાનીજ. ચોપડીઓના પ્રાઇસ લિસ્ટ સાથે ભેટ બુકોનું પ્રાઇસ લિસ્ટ પણ નીચેના શિરનામેથી મંગાવી લેવું.

**એમ. એમ. શાહ. તમામ જાતનાં પુસ્તકો વેચનાર, મુંબાઇ–કાલબાદેવી રોડ અને અમદાવાદ રીચીરોડ.**

---

# વનિતા વિજ્ઞાન.

નામનું સ્ત્રીઓ તરફથી પ્રગટ થતું, સ્ત્રીઓને હાથે લખાતું તથા સ્ત્રી ઉપયોગી વિષયો ચર્ચાવતું ગુજરાતમાં આ પહેલવહેલુંજ માસિક વનિતા વિશ્રામને અંગે એવા હેતુથી કાઢવામાં આવ્યું છે કે જે બહેનો આ આશ્રમમાં હાજરી આપી શિક્ષણનો લાભ લઇ શકતી નથી તેઓ આ માસિકદ્વારા ઘેર બેઠાં સ્ત્રી ઉપયોગી વિષયો વાંચી પોતાનાં મનને કેળવે તથા તેમના વિચારો સુધારે. એનું લવાજમ માત્ર વર્ષનો પોસ્ટેજ સાથે રૂ. ૧–૦–૦ રાખવામાં આવ્યું છે.

ઠેકાણું:–વ્યવસ્થાપક–વનિતા વિજ્ઞાન નાગરફળીઓ:—સુરત.

# વૈદ્ય જટાશંકર લીલાધરકૃત.

# લોકપ્રિય પુસ્તકો.

| | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|
| **ઘર વૈદું**—Family Medicine–બીજી આવૃત્તિ વૈદ્ય વિદ્યાનો સંપૂર્ણ સરલ ગુજરાતી ગ્રંથ | ૩ | ૦ | ૦ |
| **યુવાવસ્થાનો શિક્ષક**—ત્રીજી આવૃત્તિ જુવાન સ્ત્રી પુરૂષોનો સાંસારિક ભોમીઓ .... | ૧ | ૦ | ૦ |
| **વાગ્ભટ્ટ સૂત્ર સ્થાન**—વૈદક શાસ્ત્રનાં આરોગ્ય સંબંધી પ્રાચીન સૂત્રો–નિયમો .... | ૧ | ૦ | ૦ |
| **ધાત્રીશિક્ષા**—બે વૉલ્યુમ–સુવાવડીની સારવાર વિષે પ્રશ્નોત્તરરૂપ અતિઉપયોગી પુસ્તક | ૧ | ૮ | ૦ |
| **સારી સંતતિ**—બે વૉલ્યુમ–નિરોગી, સુંદર તથા સદાચારી બાળકો કેમ ઉત્પન્ન કરવાં તે વિષે અપૂર્વ ગ્રંથ .... .... | ૧ | ૮ | ૦ |
| **રોગ નિવારણ નવીન વિદ્યા**—પાણીથી દરદો મટાડવા સંબંધી જળોપચાર શાસ્ત્ર. | ૦ | ૮ | ૦ |
| **આરોગ્ય વિદ્યા નિબંધમાળા**—બ્રહ્મચર્ય, બાળલગ્ન, આરોગ્ય રહેવાના ઉપાય, વાજીકર કલ્પતરૂ એ ચાર લોકપ્રિય નિબંધો .... | ૦ | ૧૦ | ૦ |
| **વૈદ્ય કલ્પતરૂ**—પંદર વર્ષથી પ્રગટ થતું, ઘણુંજ લોકપ્રિય વૈદક માસિક વાર્ષિક લવાજમ | ૧ | ૯ | ૦ |

**વૈદ્ય કલ્પતરૂ** સિવાય દરેક પુસ્તકનું પોષ્ટેજ જુદું સમજવું. આ બધાં પુસ્તકો વિષે એકે અવાજે વખાણ થયાં છે.

**ઠેકાણું—વૈદ્ય જટાશંકર લીલાધર—અમદાવાદ.**

# લુહાણા મિત્ર સ્ટીમ પ્રિન્ટિંગ પ્રેસ.

# વડોદરા.

આ પ્રેસમાં કામ સારૂં, સ્વચ્છ અને વખતસર તથા સસ્તા ભાવથી કરી આપવામાં આવે છે, સારા ટાઇપ અને સારી છાપની ખાત્રી આપવામાં આવેછે. ઓઇલ ઍન્જીનથી ચાલતું હોવાથી ઝપાટે કામ થાય છે. વધુમાટે ઉપરના શિરનામે લખો.

---

# લુહાણામિત્ર તથા લુહાણા હિત વર્ધક.

# વર્ત્તમાંન પત્ર.

લુહાણા કોમમાં વિદ્યા, કળા, વ્યાપાર, ઉદ્યોગ અને સાહિત્યના વિષયો ચર્ચાવનારૂં આ પેપર પહેલ વહેલુંજ છે. આજ સુધી તે માસિકના રૂપમાં બહાર પડતું હતું, પરંતુ ચાલુ સાલથી તે અઠવાડિક કરવામાં આવ્યું છે. ગુજરાત, કચ્છ, કાઠિયાવાડ, દક્ષિણ, બંગાળા, બર્મા, પંજાબ, અરબસ્તાન અને આફ્રિકા જેવા દેશોમાં એ ફેલાયલું છે, લવાજમ વર્ષ એકના રૂ. ૧–૪–૦ તથા પોષ્ટેજના રૂ. ૦–૧૨–૦ મળી રૂ. ૨–૦–૦. દેશાવરના ગ્રાહકો માટે ફક્ત ચાર શિલિંગ પોષ્ટેજ સાથે જાહેર ખબરો માટે ઉપરને નામે પત્ર વ્યવહાર રાખવો.

**મેનેજર અને માલિક.**

## " થીઓસૉફીને લગતાં ગુજરાતી પુસ્તકો. "

| | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|
| પુરાણી પ્રજ્ઞા હિંમત... | ૧ | ૪ | ૦ |
| મહાનમંદિરનો ચોક ... | ૦ | ૧૭ | ૦ |
| પુર્નજન્મ ... ... | ૦ | ૪ | ૦ |
| મુમુક્ષુનો માર્ગ ... | ૦ | ૬ | ૦ |
| ધર્મ અને હિંદુ ધર્મ... | ૦ | ૬ | ૦ |
| કર્મ, જ્ઞાન ભક્તિ ... | ૦ | ૫ | ૦ |
| સમર્પણ મનુષ્ય ... | ૦ | ૫ | ૦ |
| અવતારો ... ... | ૦ | ૫ | ૦ |
| કર્મ, દેવલોક (દરેકના).. | ૦ | ૪ | ૦ |
| આત્મા અને તેના કોષો | ૦ | ૪ | ૦ |
| વિચારશક્તિ ... | ૦ | ૧૦ | ૦ |
| એનીબીસન્ટ વ્યાખ્યાનમાળા | ૪ | ૦ | |
| હૃદયવાદ, ગુપ્તનાદ દરેકના... ... | ૦ | ૪ | ૦ |
| ગુપ્તજ્ઞાનસંહિતા ... | ૦ | ૧૨ | ૦ |
| થીઓસોફી નવી એડીશન | ૧ | ૦ | ૦ |
| રાજરૂપિ... ... | ૩ | ૦ | ૦ |
| બ્રહ્મજ્ઞાનુ ભોમીઓ ... | ૧ | ૮ | ૦ |
| યોગદર્શન અનુભવ ... | ૨ | ૦ | ૦ |
| સુબોધ પત્રિકા ... | ૧ | ૪ | ૦ |
| શ્રીમદ્ ભગવદ્ ગીતા ... | ૦ | ૬ | ૦ |
| વર્ણોપચાર વિદ્યા ... | ૦ | ૬ | ૦ |
| એની બીસન્ટ જીવન ચરિત્ર... ... | ૦ | ૧૨ | ૦ |

**ઠેકાણું**—થીઓસોફીકલ બુકડીપો ૨૧, હોરનબી રોડ,—**મુંબઈ.**



**અમારા કારખાનામાં જે**

# રબર સ્ટૅંપ

તૈયાર થાય છે તેમાં ઉંચી જાતનો રબર અને સામાન વપરાતો હોવાથી તે ઘણા દિવસ સુધી જેવાને તેવા રહી કાગળ ઉપર ચોખા અક્ષરોથી છપાય છે. હલકો રબર અને સામાન વાપરી જે રબર સ્ટૅમ્પ બને છે તે બહુ ટુંક મુદતમાં ખરાબ થઈ તેનાથી કાગળ ઉપર છાપેલું નામ વંચાતું પણ નથી. માટે એક વખત અમારે ત્યાં રબર સ્ટૅમ્પ બનાવી પોતાની ખાત્રી કરી લેશો.

**પી. પી. રેળે અને કંપની**

**રબર સ્ટૅંપ મેકર્સ અને એન્ગ્રેવર્સ વિગેરે ૧૭૯ કાલબાદેવી મુંબઈ.**

## દરેક કુટુંબમાં અવશ્ય વાંચવા લાયક !

સુંદર છબિઓ સાથેનું સચિત્ર માસિક પત્ર.

# ભારત જીવન.

**૧૯૧૧ નો જાનેવારીનો ખાસ અંક**–જુદી જુદી ઐતિહાસિક વિગેરે ૬૯ છબીઓ, ઐતિહાસીક વિગેરે લેખો, કાવ્યો, જીવનચરિત્રો વિગેરે ૧૫૦ પાના ભરેલા લેખો સાથેનો તૈયાર થયો છે. દરેક મહિને જાણવા–જોવા–સંગ્રહ કરવા યોગ્ય–છબીઓ તેમાં હોય છેજ. લેખો ઉત્તેજક, ઉપદેશ જનક, અસરકારક ભાષામાં લખાય છે. **દર વર્ષે લગભગ મોટા કદનાં ૫૦૦ પાનાં અને ૧૦૦ થી વધુ** છબીઓ સાથેનું છતાં વાર્ષિક લવાજમ રૂા. ત્રણ ( પોષ્ટેજ સહિત ) છે. ભેટનું પુસ્તક ઐતિહાસિક નવલકથા મે મહિનામાં મળશે. જેનું પોષ્ટેજ તથા વી. પી. ખર્ચના ત્રણ આના વધુ સમજવા. આફ્રીકાનાં ગ્રાહકોને રૂ. ૪) પોષ્ટેજ તથા ભેટના પોષ્ટ॰ સાથે.

## પાછળથી પસ્તાવું પડશે.

ગયા વરષના પૂરા અંકો નહિં મળવાથી ઘણાં ગ્રાહકોને નિરાશ થવું પડયું છે. માટે સત્વર ગ્રાહક થઈ "ખાસ અંક" વિગેરે મંગાવી લેવા.

પત્ર વ્યવહાર—**ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા.**
મેનેજર–ભારત જીવન–કાલબાદેવી પોષ્ટ—**મુંબઈ.**

# લોકહિતાદર્શ.

## ( માસિક પત્ર. )

**વાર્ષિક લવાજમ ટપાલ ખર્ચ સાથે ફક્ત ૭ આના.**

સાધારણ વાંચનારાઓમાં ઉપયોગી અને ઉંચા પ્રકારના વાંચનનો શોખ જાગૃત થાય એ હેતુથી આ માસિક પત્ર પ્રસિદ્ધ કરવામાં આવે છે, ને તેથી તેમાં ખેતીની સુધારણા, હાથની કારીગરીના ઉદ્યોગ, પરસ્પર સહાયકારક ( સહકારી ) મંડળીઓ, પંચાયતો, દેશ પરદેશના ઇતિહાસની રસિક વાર્તાઓ, મહા પુરૂષોનાં જીવનચરિત્રો. સંસ્કૃત મહાભારત અને સ્મૃતિ ગ્રંથો વગેરેનો ઉપદેશક કથાભાગ, કવિતાઓ વિગેરે વિષયો ચર્ચાય છે. હરકોઈ માણસ આ પત્ર ખરીદી શકે અને જેઓ મોઘાં વર્તમાન પત્રો કે સારાં પુસ્તકોનો લાભ લઈ શકતા નથી તેમનામાં જ્ઞાન પ્રસારનું કામ કરી શકાય એ હેતુથી આ પત્રનું લવાજમ પડતર છપામણી ખર્ચથી પણ ઓછું ટપાલ ખર્ચ સાથે ફક્ત ૭ આના.

## યાજ્ઞવલ્કયસ્મૃતિ આચારાધ્યાય.

સ્મૃતિઓનું જ્ઞાન સર્વને હોવાની ઘણી જરૂર છે, એમ જાણીને મેં "સ્મૃતિસાર સંગ્રહ" એ નામની માળામાં એક પછી એક સ્મૃતિઓનો સારભાગ પ્રસિદ્ધ કરવા ધાર્યું છે. મનુસ્મૃતિથી બીજે નંબરે યાજ્ઞવલ્કયસ્મૃતિનું મહત્વ હોવાથી યાજ્ઞવલ્કયસ્મૃતિથી શરૂઆત કરી છે. એના ત્રણ ભાગમાંનો પહેલો ભાગ આચારાધ્યાય થોડા વખતમાં છપાઈ તૈયાર થશે. ગ્રાહક થવા ઇચ્છનારે કીંમત બે આના અને ટપાલખર્ચ અર્ધો આનો મળી અઢી આના મોકલવા.

**મણિલાલ બકોરભાઈ વ્યાસ,**
**વ્યવસ્થાપક "લોકહિતાદર્શ" વડોદરા.**

# લોકપ્રિય વાર્તામાળા.

## યાને ડીટેકટીવ વાર્તાઓની સીરીઝ.

---

તૈયાર છેઃ—

વાર્તા પહેલી ડીટેકટીવ કૂતરો.

વાર્તા બીજી અઠંગ ઉઠાઉગીરો.

હવે પછી નીકળશેઃ—વાર્તા ત્રીજી.

## પોર્ટુગાલનો પદભ્રષ્ટ પાદશાહ.

**કાયમના** ગ્રાહકોને એક પછી એક પ્રસિદ્ધ **થતી** **બાર** વાર્તાઓ રૂ ૧) માં મળશે. ટપાલ ખર્ચ છ આના જુદું.

**છૂટક**—દરેક વાર્તાના બે આના પોષ્ટેજ અર્ધો આનો.

**ડાકટર. એમ. એમ. રાયજી. ઠે. સેતાનફળીયા**

**સુરત.**

# રૉયલ હિંદુ હોટેલ.

## માથેરાન અને દેવલાલી

હવા ખાવાનાં ઉપલાં જાણીતાં
સ્થળો ઉપર લોકપ્રિય હિંદુ આશ્રમ
કે જેમાં
ખાવા પીવાની તથા સુવા બેસવાની

## સર્વોત્તમ સગવડ

કરવામાં આવીછે. સંખ્યાબંધ સદ્‌ગૃહસ્થો પોતાના ફૅમીલીઓ સહિત ઉપલા આશ્રમોનો લાભ લઇ પોતાનો અપૂર્વ સંતોષ જાહેર કરી ચુકયા છે.

ફીઃ—માથેરાનમાં રોજના રૂ. ૩) ત્રણ
માસ ૧ ના રૂ. ૭૫)
દેવલાલીમાં રોજના રૂ. ૨) બે
માસ ૧ ના રૂ. ૫૦)

વધુમાટે પુછોઃ—

**ગોવિંદજી વસનજી**

(૧) ઠાકારદ્વાર—**મુંબઈ.**
(૨) ચોક હાલ—**માથેરાન.**
(૩) માધવવિલાસ—**દેવલાલી.**

# પટેલ બન્ધુ.

## અને પાટીદાર હિતેચ્છુ.

નામનું માસિક પત્ર દરમાસે નિયમિત રીતે પ્રકટ થાય છે, જેમાં હાલના જમાનાને લગતા, સાંસારિક, વ્યાવહારિક અને ધાર્મિક વિષયો ઘણીજ અચ્છી રીતે ચર્ચવામાં આવે છે. ઉક્ત માસિક પટેલોને અર્થાત્ પાટીદારોને એકલાનેજ ઉપયોગી છે એવું કશું નથી. અંદરના વિષયો સર્વ માન્ય હોઈ સર્વનેજ ઉપયોગી છે. કદ ફારમ ચાર એટલે ૩૨ પૃષ્ટ છે. છતાં પણ તેનું વાર્ષિક લવાજમ પોષ્ટેજ સાથે માત્ર રૂપિયો સવા છે. અભિમાન ધરાવવાને કારણ મળે છે કે પાટીદાર જ્ઞાતિમાં આવું સસ્તું માસિક એક પણ નથી.

તંત્રી. **કુંવરજી વિઠ્ઠલભાઇ મહેતા.**
ગેંડી દરવાજે વડોદરા.

આ ઑફીસમાં મળતાં સસ્તાં પુસ્તકો.

| | મૂળ કિંમત. | ઘટાડેલી કીંમત. |
|---|---|---|
| **શ્રી ભક્તિભાનુ.** | રૂ. ૧–૪–૦ | ૦–૧૨–૦ |
| **અયોધ્યાને અંગ્રેજ.** | રૂ. ૧–૮–૦ | ૦–૧૨–૦ |
| **લક્ષ્મીવિલાસ.** | રૂ. ૧–૦–૦ | ૦–૮–૦ |
| **સકળશાસ્ત્રનિરૂપણ.** | રૂ. ૫–૦–૦ | ૨–૮–૦ |
| **શુકનપ્રભા ચરિત્ર.** | રૂ. ૧–૮–૦ | ૦–૧૨–૦ |

# બ્રહ્મવિદ્યા.

**જિજ્ઞાસુ**—સૌથી સસ્તું આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનું અમૂલ્ય સાધન. વાર્ષિક લવાજમ પોષ્ટેજ સહિત **માત્ર આના આઠ.** નમુનાનો અંક પોષ્ટ ટીકીટ મોકલનારને મફત. એ શિવાય નીચેનાં પુસ્તકો માસિકની ઓફીસમાંથી મળશે.

## થીઓસોફી ( બ્રહ્મવિદ્યા ) નાં ગુજરાતી પુસ્તકો.

* આવાં ચિન્હવાળાં પુસ્તકો વધારે ઉપયોગી છે.

| | |
|---|---|
| પુનર્જન્મ ... ... રૂ ૦। | સમપર્ણ મનુષ્ય ... રૂ ૦। |
| મરણ અને પ્રેતસ્થિતિ. રૂ૦।≈ | * કર્મ ... ... ૦। |
| * દેવલોક ... ... રૂ ૦। | * દેહી અને તેની દેહ ... ૦।≈ |
| * પુરાણી પ્રજા ... રૂ ૧। | * કર્મ, જ્ઞાન અને ભક્તિ ૦।– |
| * આત્મા અને તેના કોષ રૂ ૦। | * અવતાર... ... ૦।– |
| * ધર્મ અને હિંદુ ધર્મ રૂ ૦।≈ | * મહાન મંદીરનો ચોક ૦।≈ |
| * ગુપ્ત નાદ ... રૂ ૦। | શ્રી રામચંદ્ર ... ૦॥≈ |
| * હૃદય વાદ ... રૂ ૦। | સંસારયાત્રા ... ૦)– |
| નિવૃત્તિનું સાધન અને સંજ્ઞા )≈ | નીતિ રત્નમાળા ... ૦)≈ |
| રાષ્ટ્રીય જીવન અને કેળવણી )– | ધર્મ નીતિ બોધિની ... ૦)≈ |

સનાતન ગ્રંથાવાળી ભાગ બીજો .... ....કિંમત રૂ. ૦।≈

હિંદુસ્તાનની ઉન્નતિનો માર્ગ .... .... ,, ,, ૦।≈

**ચોકેટ ઇંગ્રેજી શિક્ષક:**—એની મેળે ઇંગ્રેજી શીખવાનું પુસ્તક રૂ ૦।≈

**જિજ્ઞાસુ કાર્યાલય, શાંતિસદન—આમલીરાન.—સુરત.**

# સ્વર્ગનાં પુસ્તકો.

આ પુસ્તકો ગૃહસ્થોના ઘરના સાચા શણગાર રૂપ છે, હરીજનોને માટે હૈયાના હાર જેવાં છે, અને સર્વ સાધારણને માટે ઉત્તમ વાંચનના ભંડારરૂપ છે; કારણકે તેની ભાષા ઘણીજ સાદી અને સ્હેલી છે, બાળકો અને સ્ત્રીઓ પણ સમજી શકે એવી તેમાં સરળતા છે, અને તે ભકિતમાર્ગના ઉત્તમ સિદ્ધાંતો તેમજ હાલના જમાનાને અનુસરતા નવા વિચારો અને વાતોથી ભરેલાં છે.

ભક્તિ–જ્ઞાન–પ્રભુપ્રેમના દાખલાઓવાળાં:—

| | | |
|---|---|---|
| સ્વર્ગનું વિમાન ... | ...રૂ. | એક. |
| સ્વર્ગની કુંચી ... | ...રૂ. | એક. |
| સ્વર્ગનો ખજાનો ... | ...રૂ. | એક. |

જમાનાને અનુસરતા વિચારોનાં:—

| | | |
|---|---|---|
| સંસારમાં સ્વર્ગ ... | ...રૂ. | દોઢ. |
| સ્ત્રીઓનું સ્વર્ગ ... | ...રૂ. | દોઢ. |
| સાચું સ્વર્ગ ... | ...રૂ. | દોઢ. |
| સ્વર્ગની સીડી ... | ...રૂ. | દોઢ. |

દરેકનું પોષ્ટેજ વી. પી. ખર્ચ રૂ. ૦। જુદું;

મુખ્ય ઠેકાણું:—વૈદ અમૃતલાલ સુંદરજી પઢીયાર. કાલબાદેવી રોડ હાથી બીલ્ડીંગ.—મુંબઇ. નં. ૨.

રૂ ૧૦૭૫૦ ની કિંમતની ૩૦૦૦ મણના વજનની

# ગોદરેજની તીજોરી.

થોડા વખત ઉપર મુંબઇની યાકોહોમા બેંક માટે
ગોદરેજે રૂ ૭૫૦૦ ની ૧૫૦૦ મણની ફાયર
પ્રુફ તીજોરી બનાવી હતી. એ તીજોરી
એટલી મોટી છે કે તેમાં પચાસ
માણસો ઉભા રહી શકે.

હાલમાં એથી પણ મ્હોટી ફાયર પ્રુફ તીજોરી બનાવવાનો ઑરડર ગોદરેજને મળ્યો છે. એ તીજોરી મુંબઇની ઇસ્ટર્ન બેંક માટે છે. માપમાં એટલી મોટી થશે કે તેમાં મોટા કદનાં સવાસો માણસ સહેલાઇથી ઉભા રહી શકે, વજનમાં ત્રણ હજારમણ થશે. એ તીજોરીની ગોદરેજની કિંમત રૂ ૧૦૭૫૦ છે. વિલાયતી મેકરે એથી લગભગ બેવડા પૈસા માગ્યા હતા.

તીજોરીનું કામ એવું હોય છે કે તૈયાર થઇ રહેવા પછી ઉંચી બનાવટની છે કે હલકી તે કારીગર પોતે પણ પારખી શકે નહિ. બહારના દેખાવમાં રૂ ૫૦૦ ની તેમજ રૂ ૧૦૦ ની સરખીજ દેખાય. માટે ખરીદનારે કારખાને આવી બનાવટનો ફેરની માહિતી જાતે મેળવવી એ સારૂં છે.

**કારખાનું**—ગેસ કંપની પાસે, પરેલ,—**મુંબઇ.**

**દુકાન**—મુળજી જેઠા મારકીટની સામે,
શેખમેમણ સ્ટ્રીટ,—**મુંબઇ.**


શ્રી 'સત્યપ્રકાશ' પ્રીન્ટીંગ પ્રેસ-ઠે. રીચીરોડ—**અમદાવાદ.**

નથી વિદ્વતા વાપરી દેશ દાઝે,
નથી વાપરી પાઈ જો લોક કાજે;
નથી કામ કીધાં સ્વદેશાભિમાની,
વૃથા જન્મ ખોયો કરી શી કમાણી ?